# "અડધી જનશક્તિ અપંગ ન રહે"


લેખક

**માતા ભગવતી દેવી શર્મા**



પ્રકાશક :

**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**

**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯

ફેક્સ (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

**સુધારેલી આવૃત્તિ-૨૦૧૦** **કિંમત રૂા. ૯.૦૦**

# અનુક્રમણિકા



ઉપાય, ઔચિત્ય અને સ્વતંત્રતાનું સમર્થન કરનારા, માનવીય આદર્શને માન્યતા આપનારા, ઉદાત્ત લોકોની હરોળમાં આપણે ઊભા રહેવું જોઈએ અને એ બાબતનો પ્રયત્ન કરવો જોઈએ કે નારી ઘરની જવાબદારી સંભાળે પરંતુ એટલાં જ ક્ષેત્રમાં એ કેદ રહે નહીં. અનુભવ વધારવાનો, સમાજનું સ્વરૂપ સમજવાનો મોકો તેને મળવો જોઈએ. આથી માનવજાતની અડધી શક્તિના મૂર્છિત આત્માને જગાડવાનો માર્ગ મંગલકારી થશે અને સંપૂર્ણ માનવજાતને આ પ્રગતિશીલ પગલાંનો લાભ મળશે.

# શું રાષ્ટ્રની અડધી શક્તિ અપંગ જ પડી રહેશે ?

**જ્યારે** આપણે નારીની દયાજનક સ્થિતિ વિષે વિચાર કરીએ છીએ, ત્યારે આપણને એવું લાગે છે કે આવનારો સમય ખૂબ જ સંઘર્ષવાળો હશે. વર્તમાન સમયમાં સ્ત્રીને કેવી રીતે ચાર દીવાલોમાં રહેવું પડે છે તે તો જે ભોગવે છે તે જ જાણે છે.

ભારત ગામડાંઓનો દેશ છે, જ્યાં એંશી ટકા લોકો ગામડાઓમાં નિવાસ કરે છે, જેઓ સ્ત્રી કેળવણીને જરાય મહત્ત્વ આપતાં નથી. આઝાદી હાંસલ કર્યે લગભગ ૪૦ વર્ષ પૂરાં થઈ ગયાં, પરંતુ આઝાદીની ગંગા નારીને સ્પર્શી શકી નથી. કારણ ગમે તે હોય, સ્ત્રીનું પછાતપણું, અંધવિશ્વાસ, રૂઢિચુસ્તતા, નિરક્ષરતા આજે પણ સમાજને કમજોર બનાવી રહ્યાં છે.

સમાજનું અડધું અંગ જો અપંગ જેવું રહે તો પ્રગતિ અસંભવ છે. સ્ત્રીને ઘૂંઘટમાં જ પેદા થવું પડે છે અને ઘૂંઘટમાં જ મરી જવું પડે છે. આ અસમાનતાને આપણે જ્યાં સુધી દૂર કરીશું નહીં, ત્યાં સુધી સમાજમાં પછાતપણું હંમેશાં રહેવાનું છે.

એવું નથી કે નારી આદિકાળથી આવી રીતે દબાયેલી રહી છે. ભારતમાં સ્ત્રીઓનો સુવર્ણયુગ રહેલો છે અને સ્ત્રીઓને સૌથી વધુ સન્માન એ યુગમાં જ મળ્યું છે. વૈદિકકાળમાં તો નારીને નરથી પણ વધારે અધિકારો મળ્યા હતા.

લગ્નના વિષયમાં તો સ્ત્રી માત્ર સ્વતંત્ર જ ન હતી પરંતુ કન્યા જ વરની પસંદગી કરતી હતી. આજની જેમ કન્યા પોતાનાં સગાં-સંબંધીઓની કોઈ એવી સંપત્તિ હતી નહીં જેને, તેઓ પોતાની મરજી મુજબ જેને ચાહે તેને સોંપી દે.

સ્વયંવરની પ્રથા અને ગાંધર્વ વિવાહનાં ઉદાહરણો આ વાતના જીવતા જાગતા નમૂનાઓ છે કે કન્યા પોતાની પસંદગી મુજબ વર પસંદ કરવા માટે હંમેશાં સ્વતંત્ર હતી. ઈતિહાસમાં સીતા, સાવિત્રી,

દમયંતી, શકુંતલા વગેરે અનેક નારીઓનાં ઉદાહરણ જોવા મળે છે, જેમણે પોતાની સ્વતંત્ર ઈચ્છાથી વર પસંદ કર્યા અને પછી સગાંઓએ સ્વીકૃતિ આપી છે.

આનું કારણ એ હતું કે, એ જમાનામાં સ્ત્રીઓને કેળવણી તથા સામાજિકતાની પૂરી સગવડ મળતી હતી કે જેથી પોતાનું ભલું-બૂરું પોતાની જાતે નક્કી કરી શકે અને જવાબદારીપૂર્વક પોતાનો જીવન-સાથી પસંદ કરી શકે.

એમાં કોઈ શંકા નથી કે તે યુગ નારી માટે સુવર્ણયુગ જ રહ્યો હતો જેના ફળસ્વરૂપે એ સમયે માતાની સ્થિતિ પ્રમાણે તેમનાં સંતાનો પણ ધીર, વીર, ત્યાગી, દાની અને વિદ્વાન બનીને દેશનું ગૌરવ વધારતાં હતાં.

આજે આપણી સમક્ષ કેટલીક સમસ્યાઓ મોં ફાડીને ઊભી છે. દેશનેતાઓ પ્રગતિની મોટી મોટી યોજનાઓ બનાવી રહ્યા છે અને એવું ઈચ્છે છે કે, સમાજમાંથી ભલા, ઈમાનદાર અને ભવિષ્યના નાગરિક આગળ આવે અને દેશનું સુકાન પોતાના હાથમાં લે.

સ્ત્રી કે જે દેશની જનની અને નિર્માત્રી છે તે અંધારામાં ભટકી રહી છે. તેના ભાગ્યમાં, ઘરની ચાર દીવાલોમાં માથું પછાડી-પછાડીને મરી જવાનું જ લખાયું છે. ક્યાં સુધી નારીને આવી રીતે છેતરવામાં આવશે ? તેનો ઉત્તર ક્યાંયથી પણ મળતો નથી.

આપણે ઈચ્છીએ છીએ કે સારાં બાળકો પેદા થાય પરંતુ આ ત્યારે જ શક્ય છે કે જ્યારે સ્ત્રીને શિક્ષણ તથા પૂર્ણ સ્વતંત્રતાનો અવસર આપવામાં આવે. આજે પણ કાયદાની દૃષ્ટિએ નારીને સ્વતંત્ર ગણવામાં આવે છે પરંતુ સમાજની નજરોમાં તે આજે એક દાસી છે, જેનું પોતાનું કોઈ અસ્તિત્વ નથી અને કોઈ અધિકાર નથી.

પુરુષ વર્ગ, વર્ષોથી નારી પર અત્યાચાર કરતો આવ્યો છે, તે ભલેને વેશ્યાગમન કરનાર, દારૂડિયો, જુગારી હોય, પત્ની એમ માનીને આ બધું સહન કરતી રહે છે કે પતિ પરમેશ્વર સમાન છે. વર્ષોથી આ જ પુરાણો રાગ ગાવામાં આવે છે.

જ્યારે-જ્યારે પણ નારીએ આગળ વધવાની કોશિશ કરી છે ત્યારે પરંપરાઓરૂપી ઝેરથી, હંમેશને માટે તેને સમયની ખાડીમાં ધકેલી

દેવામાં આવી છે. કેટલાક રીત-રિવાજો એવા છે કે જે સ્ત્રીની બૌદ્ધિક ક્ષમતાને મોટી ઠેસ પહોંચાડે છે. તેને પિંજરામાં પૂરાયેલા પંખીની માફક તરફડી-તરફડીને જીવ કાઢી નાખવા માટે લાચાર બનાવી દેવામાં આવે છે.

શિક્ષણ, સામાજિકતા વગેરેમાં ભાગ લેવામાં પુરુષ જ આગળ આવે છે. સ્ત્રીને અયોગ્યતાની ઓઢણી ઓઢાડીને જડ મૂર્તિની જેમ એક જ જગાએ રાખવામાં પોતાની શાન સમજે છે. સ્ત્રીનું આખું આયખું જ આવી રીતે પસાર થઈ જાય છે.

આમ તો કહેવાને માટે, સ્ત્રીના વિકાસના માટેની તકોની કાનૂની તથા ઔપચારિક વ્યવસ્થા કરવામાં આવી છે. પરંતુ હકીકતમાં તેનો કોઈ જ ઉપયોગ નથી. ઘરમાં જ્યારે તેનો પતિ બનેલો પુરુષ તેને કોઈ અવસર જ આપે નહીં, તેનું લખવા-વાંચવાનું સહન કરે નહી તો સ્ત્રી કેવી રીતે તકનો લાભ લઈ શકશે ? એ તો ત્યારે જ શક્ય બની શકે કે જ્યારે પુરુષ તેની તરફ ઉદાર બને અને માત્ર પોતાનો જ વિકાસ સાધીને સંતુષ્ટ રહે નહીં પરંતુ સ્ત્રીના માટે પણ પ્રગતિ સાધવામાં મદદ કરે.

છોકરીઓને, છોકરાંઓની જેમ જ વાંચવા-લખવા અને યોગ્ય બનાવવામાં એક સ્થાયી રુચિનું સ્થાન આપવામાં આવે અને એવું સ્વીકારવામાં આવે કે, છોકરાંઓની જેમ જ છોકરીઓનો વિકાસ પણ જરૂરી તેમજ અવગણી શકાય તેમ નથી.

સ્ત્રીને પોતાની એવી કોઈ પાંખો નથી કે જેના સહારે પોતે જાતે આગળ આવી શકે. નીચલા વર્ગનાં કુટુંબોમાં જ નહીં પરંતુ ઉચ્ચ વર્ગનાં ઘરોમાં પણ સ્ત્રીઓને પુરુષોની ઈચ્છા મુજબનું ચાવીરૂપ મશીન બનીને ચાલવું પડે છે. સગવડો હોવા છતાં પણ સ્ત્રી જાતે-પોતાની ઈચ્છાનુસાર ભણી શકતી નથી અને સામાજિક સ્તરે આગળ આવી શકે નહીં.

અન્ન, વસ્ત્રથી માંડીને સુરક્ષા સુધી પુરુષ પર આધારિત રહેવું પડે છે. તેમનું જીવન, તેમની સુખ-શાંતિ, તેમનું (સ્ત્રીઓનું) ભરણ-પોષણ બધું જ પુરુષવર્ગની પ્રસન્નતા પર આધારિત છે. પુરુષ ખુશ થાય તો તે રાણી છે. પુરુષ નારાજ થાય તો તેની દશા દાસીથી

પણ ખરાબ છે.

પતિએ સ્વામીની પદવી છોડીને મિત્ર-સાથીના જેવું વર્તન રાખવું જોઈએ. જ્યાં સુધી આપણી પત્નીઓ સમાન રીતે વિકસિત તથા અધિકારિણી થશે નહીં ત્યાં સુધી આપણો પરિવાર કે સમાજ સારી રીતે ઉન્નતિ કરી શકે નહીં. એક લાંબા સમયથી અત્યાર સુધી સ્ત્રી ગુલામ બની તથા અન્યાય તેમજ અત્યાચાર સહન કરતી રહી છે.

પોતાના ઉદાર વર્તનથી પુરુષે નારીમાં આત્મવિશ્વાસ જગાવવો જોઈએ. તેને આશ્વાસન આપી તેનો વિશ્વાસ સંપાદન કરવો જોઈએ. જ્યાં સુધી પુરુષવર્ગ, પોતાના વર્તનથી સ્ત્રીઓના દિલ પર એવી છાપ પાડે નહીં કે તેઓ-સ્ત્રીઓ તેમની દાસી નહીં પરંતુ સાથી છે, કુટુંબ તેમજ સમાજના માટે તેઓનું ઘણું બધું મૂલ્ય તેમજ મહત્ત્વ છે. ત્યાં સુધી ન તો સ્ત્રીઓમાં આત્મવિશ્વાસ પેદા થશે કે ન તો તેઓનું મન હીન ભાવનાથી મુક્ત થશે. જ્યાં સુધી સ્ત્રીઓના હૃદયમાંથી આ બન્ને નિરાશાઓને હાંકી કાઢવામાં નહીં આવે ત્યાં સુધી સગવડ, સાધન તથા અવસર મળવા છતાં પણ તેઓ કંઈ યોગ્ય બની શકશે નહિ.

પુરુષવર્ગે એવું ઈચ્છવું જોઈએ કે, જે ખરાબી આજે ઘર કરી ગઈ છે, કાલે તે આપણું ઘર બાળી નાખશે. માટે સ્ત્રીવર્ગને આગળ લાવવામાં તન, મન, ધનથી લાગી જવું જોઈએ. ત્યારે જ આપણી, ચારે દિશાઓમાંથી પ્રગતિ થવાનું શકય બનશે.

સ્ત્રીઓની આજે જે સ્થિતિ છે તેને કોઈપણ રીતે ન્યાયસંગત કહી શકાય નહીં. માનવના કેટલાક જન્મસિદ્ધ અધિકાર છે. દરેક માનવને પોતાની મરજી મુજબનું નૈતિક જીવન જીવી શકવાની સ્વતંત્રતા છે અને હોવી જોઈએ. દોસ્તીના દાવે કોઈ કોઈના માટે કંઈપણ ત્યાગી શકે છે પરંતુ કેદી સિવાય બીજાં કોઈને પણ બંધનમાં બાંધવાનો-તેનો બળપૂર્વક ઉપયોગ કરવાનો અધિકાર નથી. પરંતુ સ્ત્રી આ મૂળભૂત માનવીય અધિકારથી પણ વંચિત છે. કન્યાનાં સગાંઓ તેનો કયાંય પણ, કોઈની પણ સાથે વિવાહ કરી શકે છે કે વેચી શકે છે. પતિ તેને જબરજસ્તીથી પોતાના અધિકારમાં રાખી શકે છે અને સ્ત્રીની નામરજી હોવા છતાં પણ, જેમ ઈચ્છે તેમ પોતાની મરજી મુજબ કરાવી શકે છે. તેની સાથે ગમે તેવું વર્તન કરી શકે છે,

ઢોરની જેમ મારપીટ કરી શકે છે, ચોરીછૂપીથી તેનો જીવ પણ લઈ શકે છે. આ સ્થિતિ માનવીના મૂળભૂત અધિકારોથી વિપરિત છે. પોતાની મરજી મુજબ જીવન જીવવા પર આટલા સખત પ્રતિબંધો લાદવાનું કોઈપણ દૃષ્ટિએ ન્યાયપૂર્ણ નથી. પડદાના રિવાજ પ્રમાણે, જેવી દશામાં સ્ત્રીએ રહેવું પડે છે તેને માણસને લાયક કહી શકાય નહીં. પરંતુ સદીઓથી ચાલી રહેલી આ અનિચ્છનીય પરંપરાઓએ, આ મશ્કરીઓને મર્યાદાના રૂપે માન્યતા આપી દીધી છે. હવે લોકો એ વાતોને અન્યાય પણ માનતા નથી પરંતુ યોગ્ય જરૂરિયાત કહે છે અને એ તકોનું-ધર્મ પ્રચલનની મદદ લઈને એ પ્રતિબંધોનું સમર્થન કરે છે.

આવી દશામાં લાંબા સમયથી જીવતી રહેલી નારી, ધીમે-ધીમે પોતાની માનવીય ઉપલબ્ધિઓથી વંચિત થતી ગઈ અને આજની દુ:ખજનક દશામાં આવી પડી. ઘરરૂપી નાના એવા પિંજરામાં આજીવન કેદ રહેવાથી તેની તંદુરસ્તી પણ સમાપ્ત થઈ ગઈ. ખુલ્લી હવા, તડકો, હાથ-પગ હલાવવાની તક ન મળવાથી તંદુરસ્તીનો સર્વનાશ જ થાય છે. નાની ઉંમરે લગ્ન થઈ જવાથી કિશોરાવસ્થા અને નવયૌવનના દિવસોમાં થનારા શારીરિક વિકાસનાં મૂળ જ નાશ પામે છે. શરીરશાસ્ત્રનો સ્પષ્ટ નિષ્કર્ષ છે કે, વીસ વર્ષથી નાની ઉંમરમાં કામનો ઉપભોગ અને પચ્ચીસ વર્ષથી નાની ઉંમરમાં બાળકો પેદા કરવાથી નારીના સ્વાસ્થ્યનું ધોવાણ કરી નાખે છે. તેને નાની-મોટી કેટલીક બિમારીઓ શરૂઆતથી જ ઘેરી લે છે અને મરતાં સુધી બિમારીઓ રહે છે. પેઢુનો દુ:ખાવો, કમરનો દુ:ખાવો, પેટનો દુ:ખાવો, માસિક ધર્મની અનિયમિતતા, શ્વેતપ્રદર, પેશાબમાં બળતરા, જેવા રોગો સ્પષ્ટતયા શકિત કરતાં વધારે પ્રમાણમાં જનનેન્દ્રિયનો દુરૂપયોગ કરવાનું જ ખરાબ પરિણામ છે. નાની ઉંમરમાંથી જ અપરિપકવ અંગ-ઉપાંગો પર જ્યારે દાંપત્ય ક્રિયાઓનો હદ બહારનો બોજો પડે તો તેનાથી તંદુરસ્તીનાં મૂળ ખોખરાં થઈ જાય છે. સ્ત્રીઓમાંથી ઘણાંખરાંને અપચો, માથાનો દુ:ખાવો, અનિદ્રા, હાથપગનું કળતર, આંખોની બળતરા, મોંમાં છાલાં પડવાં, થાક, સુસ્તી, બેચેની, ઉદાસી જેવી ફરિયાદો રહ્યા કરે છે. આનું કારણ તેમની જીવનીય શકિતનું ઘટી જવું જ હોય છે. જે છોકરીઓનું

પોતાનું શરીર જ સારી રીતે વિકસિત થઈ શક્યું નથી, તેની ઉપર વખત આવ્યા પહેલાં જ બાળકો પેદા કરવાનો બોજો પડશે તો એ શક્તિ જે પોતાનું શરીર પુષ્ટ કરી શકે છે, સહજમાં જ નાશ પામશે. બાળકનું શરીર તો આખરે માતાનું શરીર કાપીને જ બને છે. તેનું લોહી, માંસ, હાડકાં વગેરે જે કંઈ છે તે સ્પષ્ટરૂપે માતાની પાસે જે શરીરસંપત્તિ હતી, તેનો જ એક ટુકડો જુદો પડીને તૈયાર થાય છે જે દૂધ, બાળક પીએ છે તે માતાના રસ વગર બીજું શું છે ? બાળક એ દૂધ પીતું રહેશે તો માના શરીરમાં તેની કમી તો થશે જ. છોકરીઓને, પોતાની તંદુરસ્તી વધારવામાં આવશ્યક જે લોહી, માંસ હતું તે જો બાળકના શરીરમાં જવાનું ચાલુ રહે તો સ્પષ્ટ છે કે આ કારણે તેને સ્વાસ્થ્યની દૃષ્ટિએ દુર્બળ, રોગી અને મરેલાં જેવી સ્થિતિમાં જીવવું પડશે. દુર્બળની પાસે ન તો રૂપ રહે છે, ન યુવાની, ન સૌંદર્ય, ન ઉત્સાહ, ન સ્ફૂર્તિ, ન તાજગી, ન મુસ્કરાહટ રહે છે. છોકરીઓને નાની ઉંમરથી જ દાંપત્ય જીવનના દબાણ હેઠળ જે રીતે દબાવું પડે છે તે તેઓના અકાળ મૃત્યુનું બહુ મોટું કારણ છે. પ્રસવ પીડાથી, દર વર્ષે લાખો સ્ત્રીઓ કમોતે મરે છે તેનું કારણ, તેનાં પ્રજનન અવયવોની નિર્બળતા હોવા છતાં પણ તેના પર અસહ્ય બોજો પડવો એ એક માત્ર કારણ છે. પ્રસૂતિ વેળાએ જેટલું રક્ત વહે છે, જેટલું કષ્ટ થાય છે, તેને હૃષ્ટપુષ્ટ માનું શરીર જ સહન કરી શકે છે. કમજોર શરીરવાળી છોકરી એના માટે તો આ કમોતે મોતને ભેટવા જેવો શાપ છે. તંદુરસ્તીની દૃષ્ટિએ લગ્ન ન કર્યાં હોય તેવી સ્ત્રીઓ તથા વિધવાઓ-સુહાગણોની સરખામણીએ ક્યાંય સારી જોવા મળે છે. આનું કારણ એ છે કે એમને દામ્પત્ય કાર્યનો બોજો સહન કરવો પડતો નથી.

અહીં, લગ્ન કરવાં જોઈએ નહીં એવું કહેવાનું નથી-દામ્પત્યજીવન બિનજરૂરી છે અને બાળકો પેદા કરવાં જોઈએ નહીં. આ બધી બાબતો સહજ સ્વાભાવિકપણે જ થવી જોઈએ. સ્ત્રીનું સ્વાસ્થ્ય જેટલું સહી શકે, તેટલો જ તેના પર બોજો પડવો જોઈએ. પરંતુ આ ક્ષેત્રમાં સ્ત્રી હંમેશાં અસહાય છે, તે આ બારામાં મોં પણ ખોલી શકતી નથી. પતિની ઈચ્છાપૂર્તિ માટે સ્ત્રીએ મજબૂર બનવું પડે છે, બાળકો પેદા

કરવા માટે શરીરમાં કોઈ શકિત ન હોવા છતાં પણ સ્ત્રીએ એ બોજો બળપૂર્વક ઉઠાવવો પડે છે. પોતાનું સ્વાસ્થ્ય બગડે નહીં-નંબળાઈ, રોગ વધારે વધે, બીમાર બાળકો જન્મે, ગર્ભપાત વગેરે થયા કરવાં, પ્રસૂતિની પીડા સહન ન કરી શકવી, અકાળે મોતના મોંમાં હોમાઈ ન જવું-જેવાં વિચારો તો તેના મનમાં ઉદ્ભવે છે પરંતુ સ્ત્રી કંઈ કહી શકતી નથી કે કરી શકતી નથી. પરાધીનની ઈચ્છા કેવી ? તેની પોતાની મરજી કેવી ? કેદીને માલિકની મરજી મુજબ જ વર્તવું પડે છે. તેને પોતાની તંદુરસ્તીની વાત વિચારવાનો અધિકાર જ કોણે આપ્યો છે ?

સૂવા-જાગવાનો કોઈ નિશ્ચિત સમય જ નહીં. પુરુષ રાત્રે ૧૨ વાગ્યે આવે તો, એ વખતે જ ચૂલો સળગાવવો પડે. બધા જ સભ્યો જમી લે પછી પાછળથી જમવું પડે છે. સૌથી પાછળ સૂવાનું અને સૌથી વહેલા ઊઠવાનું. આરામ કરવા માટે સમય માગી શકાય નહીં. રોગી હોવા છતાં પણ દિવસ-રાત પીસાવું પડે છે. આજની નારીનું ધર્મ-કર્તવ્ય આ જ બતાવવામાં આવ્યું છે. આનાથી ઓછું હોય તો કોઈ 'સ્તરી વહુ' કહેવાતી નથી. આ બધી ધમાલ ચાલતી રહે. ચાલે, પરંતુ પ્રકૃતિ કોઈને માફ કરતી નથી. તેને તો પોતાના નિયમોથી કામ. દુષ્ટાત્મા હોય કે પુણ્યાત્મા. વીજળીના ખુલ્લા તારને જે પણ અડકશે તે જ મરશે. સ્વાસ્થ્યના નિયમોનું હંમેશાં ઉલ્લંઘન કરતા રહેવાથી પ્રકૃતિ દંડ આપશે જ. દુર્બળતા, રોગી, અકાળ મૃત્યુના ચક્કરમાં તેણે પીસાવું જ પડશે. પ્રકૃતિને એ વિચારવાની ફુરસદ નથી કે સ્ત્રીએ આ ઉલ્લંઘન સ્વેચ્છાએ કર્યું છે કે તેને મજબૂરીથી કરવું પડયું. શારીરિક દૃષ્ટિએ પુરુષની બરાબરીમાં સ્ત્રી કેટલી લાચાર, નબળી બનીને રહી છે તે એકદમ સ્વાભાવિક સ્થિતિ નથી. સુધરેલા દેશોની સ્ત્રીઓ દરેક ક્ષેત્રમાં-સ્વાસ્થ્યમાં પણ પુરુષોની સમતોલે છે. આ ભારત જ અભાગીયું છે કે જેણે સ્ત્રીને, માનવીને લગતા અધિકારોથી વંચિત રાખી છે. પરિણામ સ્વરૂપે જે પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે તે, નારીના સ્વાસ્થ્યને ભરખી ગઈ છે. આને ભાગ્યનો ભગવાનનો દોષ માનીને મનને મનાવી શકાય છે, જેને રડતાં-રડતાં સ્ત્રી તો ભોગવે છે પરંતુ આવી દશામાં પુરુષ પણ કંઈ ખાસ પ્રસન્ન રહી શકતો નથી, આમાં તેને

પણ ફાયદો થવાની કોઈ તક નથી. શોષિત તો મરે જ છે-શોષકને પણ વિધિનું વિધાન સુખે શ્વાસ લેવા દેતો નથી. નારીને અસ્વસ્થ બનાવીને તેનો માલિક-પાલન કરનાર પણ આ સ્થિતિમાં શું સુખ-સંતોષ મેળવી શકે છે ? રડતા-આક્રંદના સ્વર, આખરે તેને પણ કેટલીક પીડા તો આપશે જ. સહાનુભૂતિ ભલે મરી પરવારી હોય, તો પણ ખીજ અને ધૂંધવાટ તો સતાવ્યા જ કરશે, તેનાથી પીછો તો છૂટશે જ નહીં.

શારીરિક તંદુરસ્તીની જેમ માનસિક તંદુરસ્તીથી પણ સ્ત્રીને વંચિત રહેવું પડે છે. જેની પોતાની કોઈ ઈચ્છા, મહત્ત્વાકાંક્ષા, મરજી, પસંદગી ન હોય-જેને જન્મથી મૃત્યુપર્યંત સારા-નરસાનો ભેદ કર્યા વગર જ માત્ર હુકમનું પાલન જ કરવાનું છે, તેમના માટે પોતાના ભાવિનું ઘડતર કરવાની વાત વિચારવી જ વ્યર્થ છે. પ્રભાવશાળી વ્યકિતત્વના વિકાસમાં સ્વતંત્રપણે વિચારવાની, મહત્ત્વાકાંક્ષાઓની, કંઈક કરી બતાવવાની, પરિસ્થિતિનો ફાળો મુખ્ય હોય છે. જો તે મળે નહીં તો ખાતર-પાણી મળ્યા વગરના છોડની જેમ ઉજ્જવળ ભવિષ્ય પણ નાશ પામે છે. કુદરતે બક્ષેલી પ્રતિભા ગમે તેટલી હોય, પાલનહારની મરજી વગર તેનો ઉપયોગ કરવાની સ્ત્રીના માટે કોઈ તક જ નથી. આખરે હરકોઈની ઈચ્છા તો કંઈને કંઈ કરવાની હોય છે. તેને અમલમાં મૂકવાનો જ્યારે અધિકાર જ હોય નહીં, તો આકાંક્ષા-ઈચ્છાઓની ચિતા અને રાખ, મનપ્રદેશમાં ગૂંગળામણની દુર્ગંધ જ ભરેલી રહેશે.

ડગલેને પગલે પ્રતિબંધ, પળે પળે તિરસ્કાર, જેના ભાગ્યમાં લખાયો હોય, તે દુર્ભાગ્યના આંસુઓ જ વહાવ્યા કરે છે. સ્ત્રી નિર્જીવ મશીન રહી હોત તો સારુ હતું. પરંતુ જીવિત પ્રાણી હોવાના કારણે તેનું પોતાનું મન પણ છે અને પોતાની કેટલીક ઈચ્છાઓ પણ છે. એ સ્વાભાવિક છે કે તે વિકાસ કરવા, ફુલવા-ફાલવાની તક મળે એવું ઈચ્છે છે. પરંતુ તેના માટે અધિકાર વગરની સ્ત્રીના માટે એ અવસર જ કયાં છે ? તેણે ચોવીસે કલાક પોતાના મનને મારવું પડે છે અને એ દુષ્ટ (મન) તો જુઓ મરતું તો નથી ઉલ્ટાનું બળવાખોર બનીને વિવિધ પ્રકારના ઉપદ્રવો પેદા કરે છે. તેને જુદી-જુદી જાતનાં માનસ રોગોના-મનોવિકારના સ્વરૂપમાં જોઈ શકાય છે. વાઈ, હિસ્ટિરીયાથી

પીડાતા રોગીઓમાં પોણા ભાગની સ્ત્રીઓ તથા પા ભાગના પુરુષો હોય છે. જાત-જાતની હઠિલાઈ, ચિડિયાપણું, લડાઈ-ઝઘડા, કંજૂસાઈ, અસંતોષ, આશંકા, દોષારોપણ જેવી માનસિક વિકૃતિઓ સ્ત્રીને ઘેરી વળે છે. હઠીલી, જીદ્દી, અણઘડ, અણસમજ, બેવકૂફ, સ્વાર્થી વગેરે ન જાણે કેટલાક આરોપો તેના પર લગાડાતા રહે છે. જે કંઈક અંશે બરાબર પણ છે. એમાંથી ઘણીબધી સ્ત્રીઓ નિરાશા, ચિંતા, ભય, ડરપોકપણું, શંકાશીલતા, અવિશ્વાસથી પીડાતી જોવામાં આવે છે. અમુકના ચહેરા પર જ સંતોષનું સ્મિત ફરકતું જોવા મળશે. જેઓમાં આ આદત બાળપણથી હતી, બસ સંસારની ચક્કીમાં કેટલાક દિવસો પીસાયા પછી સમાપ્ત થઈ જાય છે. અર્થાત્ સંતોષનું સ્મિત ચીમળાય છે. મોટાભાગે સ્ત્રીઓ અસંતોષ અને ક્ષોભથી દુઃખી અને ખિન્ન મુદ્રામાં જ જોવા મળે છે. મન કેવું કપટી છે. જ્યાં તેને ઉદ્વિગ્ન કરે છે તો તે રમકડાં આપીને બહલાવે પણ છે. શણગાર, સજાવટ, ફેશનનો જુઠો દિલાસો આપીને કહે છે કે કંઈ નહીં તો આ રમકડાંથી પણ મન મનાવો-પોતાનું મન હળવું કરો. ઘણુંખરું વિકૃત મનોદશાવાળી સ્ત્રીઓ જ સૌંદર્ય-પ્રસાધનો વાપરીને પોતાનું ઘવાયેલું સન્માન, આ કૃત્રિમતાના સહારે થોડે ઘણે અંશે મેળવવાનું વિચારતી હોય છે. અને આવી રીતનો આડંબર રચતી હોય છે. આમાં તેને મળતું તો કંઈ જ નથી. પૈસા અને સમય તો બગાડે જ છે, ઉપરથી મૂર્ખ, હાસ્યાસ્પદ અને છીછરી પણ બને છે. પ્રશંસા મેળવવા નીકળી હતી પરંતુ મજાક મેળવીને પાછી ફરે છે. કદાચ કોઈ મજાકિયો, કટાક્ષના સ્વરૂપે, તેની સજાવટની કદાચ પ્રશંસા પણ કરી નાખતો હશે. આ છેતરપિંડી, તેઓ પોતાની ઈચ્છાથી નહીં પરંતુ કપટી મનના વિચિત્ર વમળમાં ફસાઈને કરે છે. તેઓ અસંતોષને સંતોષમાં બદલવાનો કંઈ પણ ઊલ્ટો-સીધો રસ્તો શોધે છે. શૃંગારની સજાવટ પણ આમાંનો એક છે. નહીં તો શીલવતી સ્ત્રીનું વ્યક્તિત્વ તો સ્વચ્છ, સભ્ય અને સજ્જનને યોગ્ય સરળતાની-સાદગીની સાથે જ જોડાયેલું રહે છે. વિવેક અને ઉદ્ધત શૃંગારને સીધું વેર છે. જ્યાં એક રહેશે, ત્યાંથી બીજાને પલાયન જ કરવું પડશે.

યાદશક્તિની કમજોરી, આવેશથી ઘેરાયેલું, જીદ્દીપણું, શંકાશીલતા,

કંજુસાઈ, દૂરદષ્ટિનો અભાવ, મંદબુદ્ધિ વગેરે માનસિક ક્ષતિઓ-ખામીઓ, સ્ત્રીઓમાં ઘણી વધારે હોવાની વાત કરવામાં આવે છે. જો આ સાચું હોય તો એટલું જ કહી શકાય કે આ તેમની આંતરિક ગુંગળામણની પ્રતિક્રિયા છે. નહીં તો માનસિક શકિત અને પ્રખરતામાં તેઓ પુરુષથી પાછળ નહીં પણ આગળ જ રહે છે. આની સાબિતીમાં સ્કૂલ, કોલેજોની પરીક્ષાનાં પરિણામો રજૂ કરી શકાય છે. છોકરાઓ વધારે અને છોકરીઓ ઓછી નાપાસ થતી હોય છે. ઉચ્ચ વર્ગ છોકરીઓના ભાગે આવે છે. તેઓ છરી-ચપ્પુ, હોકી લઈને, નકલ કરવાના બળે પાસ થવાની જોર-જુલમ પણ કરતી નથી. પોતાની કુદરતી પ્રતિભા અને સ્વાભાવિક શ્રમશીલતાના આધારે સારા માર્કસથી પાસ થતી આવી છે. બીજાં ક્ષેત્રોમાં પણ સ્ત્રીને જ્યારે પણ, જે કંઈ તક મળી છે ત્યારે હંમેશાં તેણે પોતાના બૌદ્ધિક કૌશલ્યનો જ પરિચય આપેલો છે. સ્ત્રીઓ ન તો શારીરિક રીતે દુર્બળ છે કે ન તો માનસિક દૃષ્ટિએ પછાત છે. પરિસ્થિતિ એ જ સ્ત્રીઓને દુર્દશામાં ધકેલી દીધી છે. આજે તો તેઓ નબળી અને રોગી જ નહીં પરંતુ મંદબુદ્ધિ અને માનસિક રોગોની પીડા પણ બૂરી રીતે સહન કરી રહી છે.

આ શારીરિક અને માનસિક બીમારીથી પિડિત દશામાંથી નારીને ઊગારવી જોઈએ, નહીં તો તે પોતાના પરિવાર માટે, સમાજને માટે કંઈક મહત્ત્વપૂર્ણ યોગદાન આપી શકવાનું તો દૂર પરંતુ પછાતપણાના લીધે ભારરૂપ જ બની રહેશે. રોગીષ્ઠ વ્યકિત પોતાની બેકારી, પીડા, સેવાચાકરી, ચિકિત્સા વગેરેના કારણે પોતે પીડાય છે અને પોતાનાં સંબંધીઓને દુઃખી કરે છે. સ્ત્રીની શારીરિક અને માનસિક અસ્વસ્થતા દરેક દૃષ્ટિએ-દરેક ક્ષેત્રના માટે દુઃખદ, ખરાબ પરિણામો જ આપી રહી છે.

રાજનૈતિક દૃષ્ટિએ ગુલામ રહેનારો દેશ, આર્થિક રીતે જ શોષિત હોતો નથી, પરંતુ સાંસ્કૃતિક, માનસિક, ચારિત્રિક અને બૌદ્ધિક રીતે અપંગ બની જાય છે. બરાબર એ રીતે સામાજિક રીતે પરાધીન બનાવેલી સ્ત્રી પણ પોતાની હોંશિયારી અને ઉપયોગિતા ખોઈ બેસે છે. મૂળભૂત સત્યને જાણવું જોઈએ અને વિષવૃક્ષના પાંદડાં તોડવા કરતાં તેનું મૂળ જ કાપી નાખવું જોઈએ. સ્ત્રીને દરેક ક્ષેત્રમાં વિકાસની તક

મળવી જોઈએ અને તેનું પછાતપણું દૂર કરવા દરેક સલવ પ્રયત્ન કરવો જોઈએ. અપહરણકર્તાના રૂપમાં પુરુષનો દોષ વધારે છે માટે પ્રાયશ્ચિત, પરિમાર્જન, પ્રતિકારની રીતે તેણે જ આગળ આવવું જોઈએ. આઘાત પહોંચાડનારને તેનો દંડ પણ આપવો જોઈએ અને ખામીઓના નિરાકરણ કરવા માટે પ્રબળ પ્રયત્ન કરીને કલંકની કાળાશને ધોઈ નાખવા તત્પર બનવું જોઈએ. જો પુરુષવર્ગ પોતાની આ જવાબદારીને સમજીએ તો કોઈપણ કારણ નહીં રહે કે દેશની અડધી વસ્તી આમ જ અપંગ રહેતી આવે.

## ક્યાં સુધી આ દયાજનક દુર્દશા ?

જે વર્ગમાં આશા, ઉત્સાહ અને સાહસ ઉપર ઉઠે છે તે દરેક ક્ષેત્રમાં આગળ વધે છે અને સાધનસંપન્ન બને છે. જેઓમાં વિષયોના ભોગો ભોગવવાથી શિથિલતા આવે છે તેઓને જીવનના દરેક ક્ષેત્રમાં પાછા પડવું પડે છે. આ હકીકતને અમેરિકાના સ્ત્રી અને પુરુષ વર્ગની સ્થિતિનું વિશ્લેષણ કરવાથી સરળતાથી જ સમજી શકાય તેમ છે.

અમેરિકન વસ્તી ગણતરી વિભાગ દ્વારા પ્રકાશિત નવા અહેવાલ અનુસાર, એ દેશમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે. સ્ત્રીઓ શારીરિક દૃષ્ટિએ પણ પુરુષો કરતાં વધારે સ્વસ્થ અને સબળ છે અને સરેરાશ અમેરિકન સ્ત્રી ત્યાંના પુરુષોની સરખામણીમાં ૭ વર્ષ વધુ જીવે છે.

વસ્તી ગણતરીના આધારે અમેરિકાની વસ્તી ૨૧ કરોડ છે. તેમાં ટકાવારીની દૃષ્ટિએ પુરુષ ૯૫ પુરુષ અને ૧૦૦ સ્ત્રીઓ છે. પાંચ ટકા સ્ત્રીઓ વધારે છે. સ્ત્રીઓ, પુરુષોની સરખામણીએ લગભગ એક કરોડ વધારે છે.

એ સાધનસંપન્ન દેશમાં સ્વાસ્થ્ય, સફળતા, લાંબું આયુષ્ય અને સંખ્યાની દૃષ્ટિએ સ્ત્રીઓ, પુરુષો કરતાં શા માટે આગળ વધી રહી છે અને પુરુષ શા માટે પાછળ રહેતો જાય છે-આનું કારણ વિચારકોએ એવું બતાવ્યું છે કે, અમેરિકન પુરુષ, સંપન્નતાની વિશાળતાનો ઉપયોગ

ભોગ-વિલાસને વધારવામાં કરવા લાગ્યો રહે છે. તેની ઈચ્છા ફકત એ જ છે કે કેવી રીતે વાસના અને વિલાસિતાની સગવડો મેળવવી અને તેના ઉપભોગમાં ડૂબેલા રહેવાનો વધારેમાં વધારે મોકો મેળવવો. પુરુષ સમાજનું ધ્યાન આ ઘોડાદોડમાં કેન્દ્રિત છે. શિક્ષણ, આજીવિકા, સારો વહીવટ, સગવડતાઓનાં પુષ્કળ સાધનો હોવાથી અત્યારે તેને જીવનના કોઈ ક્ષેત્રમાં મોટો સંઘર્ષ કરવો પડતો નથી. નિશ્ચિંતતા ઉત્પન્ન થાય છે અને સામે કોઈ મોટું લક્ષ્ય ન હોવાના કારણે માણસ વ્યસન અને વ્યભિચારમાં વધારેને વધારે ડૂબતો જાય છે. એ દેશના પુરુષોની મનોદશા અને ક્રિયાપદ્ધતિનું વલણ હવે આ દિશામાં આગળ વધતું જાય છે.

પ્રકૃતિનો અભેદ્ય નિયમ હંમેશાંથી એ રહેલો છે કે, પુરુષાર્થી અને સંઘર્ષ કરનાર પ્રગતિ સાધે છે અને વિલાસી ગળતા, નીચે પડતા જાય છે. આ નિયમના આધારે એ દેશના પુરુષો ક્રમશઃ પોતાનું સ્વાસ્થ્ય, સૌંદર્ય, દીર્ઘજીવન, બળ પુરુષાર્થ ગુમાવતા જઈ રહ્યા છે. સ્ત્રીને સંતુષ્ટ કરવાની કામશક્તિમાં પણ ઘટાડો થયો હોવાનું રહસ્યોદ્‌ઘાટન ત્યાંની સ્વાસ્થ્ય સંશોધન સંસ્થાઓએ કર્યું છે. તેઓનું કહેવું છે કે-પુરુષોની મનોદશા વધારે વિચલિત રહે છે. જ્યાં સુધી કામ પુરુષાર્થનો પ્રશ્ન છે, સ્ત્રીની સરખામણીએ પુરુષની દશા ધીમે-ધીમે દયાજનક બનતી જાય છે.

જગતનાં દરેક ક્ષેત્રોમાં સ્ત્રી દુઃખી અને કચડાયેલી રહી છે. યુરોપ અને અમેરિકા પણ આમાં અપવાદરૂપ નથી. શિક્ષણ અને પ્રગતિશીલતાની વૃદ્ધિએ સ્ત્રીને પુરુષની સમોવડી બનવાની તક આપી છે. આનો પૂરો ફાયદો ત્યાંની સ્ત્રીઓ ઉઠાવી રહી છે. તેઓ વધારે યોગ્ય, વધારે સમર્થ બનવામાં પોતાનું ધ્યાન કેન્દ્રિત કરી રહી છે. તેઓ, પુરુષના સહયોગનો લાભ તો મેળવે છે પરંતુ તેની ગુલામ બનવાનો, ધરાર ઈન્કાર કરે છે. પુરુષનું લક્ષ્ય ભલે વિલાસિતા જ બની ગયું હોય પરંતુ ત્યાંની સ્ત્રીએ પ્રગતિશીલતા પર જ પોતાની મહત્ત્વાકાંક્ષાઓ કેન્દ્રિત કરી છે અને એ જ આધારે પોતાની નીતિ-રીતિ નક્કી કરી છે. આજ કારણથી, તેમના દૃષ્ટિકોણને અનુરૂપ પ્રકૃતિ તેમને મદદ કરી રહી છે અને તેઓ ધીમે ધીમે દરેક ક્ષેત્રમાં

આગળ પડતી થતી જાય છે. શિક્ષણ, શિલ્પ, વિજ્ઞાન, સ્વાસ્થ્ય, સાહસ, પ્રગતિ દરેક ક્ષેત્રમાં સ્ત્રીઓ, પુરુષોની સરખામણીએ, એ દેશની નારીની સફળતાની ટકાવારી ક્રમશઃ વધતી જ જાય છે.

જે દેશોમાં સ્ત્રીને પ્રગતિની તક મળતી નથી અને તે કડક બંધનોની વચ્ચે બંધનયુકત જીવન જીવી રહી છે ત્યાં સ્વાભાવિક રીતે જ પુરુષોની સ્થિતિ સારી અને સ્ત્રીઓની દશા ખાડે ગઈ છે. મધ્યપૂર્વના ઈસ્લામ ધર્મના અનુયાયીઓ પોતાની સ્ત્રીઓ પર પડદા-બુરખા વગેરે જેવા જાત-જાતના પ્રતિબંધો લાદતા રહેવું તે એ ક્ષેત્રની પ્રણાલિકા બની ગઈ છે. આ જ કારણથી એ દેશોની સ્ત્રીઓનું સ્વાસ્થ્ય જરૂર કરતાં વધારે ખરાબ રહે છે. એમનો મૃત્યુદર ઘણો ઊંચો છે. સાથોસાથ સ્ત્રીઓની સંખ્યામાં ઘટાડો અને પુરુષોની સંખ્યામાં વધારો થાય છે. દરેક પુરુષને લગ્ન કરવામાં મુશ્કેલી પડતી જાય છે અને સંસાર વસાવવા માટે ભારે તડ-જોડ કરવી પડે છે.

ભારતમાં સ્ત્રીઓનો મૃત્યુ દર પુરુષોની સરખામણીએ વધારે છે. સ્ત્રીઓ જ વધારે નબળી જોવામાં આવે છે અને બીમાર પણ વધારે પડે છે. આનું કારણ સ્ત્રીઓને બંધન અને મનાઈ ફરમાવનારી સામાજિક કુરીતિઓ જ મુખ્ય છે. તેઓ જ્યાં સુધી આ દશામાં પડી રહેશે-સ્વાભાવિક રીતે સ્ત્રીને દયાજનક સ્થિતિમાં જ પડયા રહેવું પડશે.

અમેરિકાનું ઉદાહરણ એ સાબિત કરે છે કે, પ્રગતિશીલતા જ સફળતાઓની જનની છે. પ્રકૃતિ તેઓને જ આગળ વધારે છે જેઓમાં ઉત્સાહ, સાહસ અને પુરુષાર્થનું બળ ઉપર ઉઠે છે અને મહત્ત્વાકાંક્ષાઓ વધતી રહે છે. અમેરિકન સ્ત્રીઓએ પોતાની આ કસોટીમાં, ત્યાંના પુરુષોની સરખામણીમાં વધારે આગળ પડતી સાબિત કરી છે. પરિણામ-સ્વરૂપે તેમને પ્રકૃતિએ છૂટા હાથે મદદ કરી છે અને તેઓ ક્રમશઃ આગળને આગળ વધતી જાય છે.

આવનારા દિવસોમાં, સ્ત્રીઓ દ્વારા જગતનું નેતૃત્વ સંભાળવાની શકયતા એટલા માટે વધારે છે કે કચડાયેલા વર્ગને આવનારા દિવસોમાં અનીતિનાં મૂળરૂપ પ્રતિબંધોથી છૂટકારો મેળવવાનો અવસર મળનારો જ છે. આવી દશામાં સ્ત્રીઓ પોતાને સારી રીતે વિકસિત તેમજ સુયોગ્ય બનાવવાનો પ્રયત્ન કરશે ફળસ્વરૂપે પ્રકૃતિનો પૂર્ણ સહયોગ પણ તેઓને

મળશે અને વિશ્વના નવનિર્માણમાં પોતાની મહત્ત્વપૂર્ણ ભૂમિકા ભજવી શકશે.

ઘણા લાંબા સમયથી પુરુષના હાથમાં બધા પ્રકારની શકિતઓ રહી છે. નારીનું સર્વસ્વ લૂંટીને પણ તેણે પોતાની મુઠ્ઠીમાં રાખ્યું છે પરંતુ તેના સદુપયોગ કર્યો નહીં પરંતુ અનીતિયુકત નીતિ-રીતિ જ અપનાવી છે. યુદ્ધ, શોષણ અને કષ્ટ આપવામાં જ તેનો ઘણો ખરો પુરુષાર્થ વપરાતો રહ્યો છે. પ્રકૃતિને આ મંજૂર નથી. કુદરત તેના હૃદયમાંથી એટલા સમય માટે સત્તા છીનવી લેનાર છે જ્યાં સુધી કે તેને વર્ચસ્વનો સદુપયોગ કરવાની વાત સમજવામાં આવે નહીં.

વિશ્વ સંતુલન સ્ત્રીના પક્ષ તરફી થતું જાય છે. અમેરિકામાં વધતો જતો સ્ત્રીનો પ્રભાવ, એ પ્રાતઃકાળના સૂર્યોદયના જેવો છે જેની રોશની ધીમે-ધીમે વધારે તેજ અને વધારે ફેલાતી જાય છે. આપણે જોઈશું કે, આખા જગતમાં સ્ત્રી, કેવી રીતે પછાતપણાથી પોતાનો પીછો છોડાવીને પ્રગતિશીલ બને છે અને સ્વાભાવિક મહાનતાને વિકસિત કરીને કેવી રીતે વિશ્વમાં પ્રેમ અને ન્યાયનું શાસન સ્થાપિત કરવામાં ફાળો આપે છે. પુરુષો માટે આ ઉદાહરણ આત્મચિંતન કરવા અને આત્મસુધારણા કરવાનો સારો અવસર હશે.

પુરુષ-સ્ત્રીનો સમતોલ સમન્વય જ માનવ-જાતિનું ભવિષ્ય ઉજ્જવળ કરશે. અસમતોલપણું દૂર થવું જ જોઈએ. પ્રકૃતિ અને કેવી રીતે બરાબર કરી રહી છે તેનો આકાર આપણે અમેરિકામાં જોવો જોઈએ. વિશ્વમાં આ ક્રમથી જ વિસ્તારની આશા રાખવી જોઈએ. પછાત બનતો પુરુષ પણ આજે નહીં તો કાલે આત્મગ્લાનિ અનુભવશે અને ખરાબ રસ્તે જવાનું છોડીને એવી નીતિ-રીતિ અપનાવશે-જેના આધારે પુરુષ-સ્ત્રી, બંને ભગવાનના ડાબા-જમણા હાથના સ્વરૂપે અરસપરસના સહયોગ અને સદ્‌ભાવનો પરિચય કરાવતા સુખી સમાજનું સર્જન કરી શકે.

દિવસે-દિવસે સ્ત્રીઓની પડતી દશા જોઈએ જ્યારે તેના પર વિચાર કરવામાં આવે છે તો એ માલૂમ પડે છે કે, તે સ્વાર્થી પુરુષો દ્વારા જાણતા-અજાણતાં એક લાંબા સમયથી ઠગાઈ રહી છે. સ્ત્રી પ્રત્યેનો ઘણો બધો વ્યવહાર તેના વિકાસની વિરુદ્ધ એક પ્રકારના

મોહક ષડ્યંત્ર જેવો લાગે છે. જેમાં બિચારી અબુધ, અબળા, ફસાતી, પીસાતી આવી છે અને આજે પણ તેમાંથી મુકિત મેળવી શકી નથી. પુરુષ પોતાના સ્વાર્થ માટે ષડ્યંત્ર રચવાનું બંધ કરી દે તો કેવું સારું કે જેનાથી સમાજનું આ અડધું અંગ પણ વિકસિત તેમજ ઉન્નત બની શકે.

નિરક્ષરતા નારીના માટે એક ષડ્યંત્ર છે જેના સમર્થનમાં એવી સુંદર વાતો બનાવી રાખી છે જે જોવામાં નારીના માટે ખૂબ જ કલ્યાણકારી તથા સદ્દ્ભાવનાપૂર્ણ માલૂમ પડે છે કે - "સ્ત્રીઓએ ભણવું જરૂરી નથી તેને કોઈ નોકરી બોકરી તો કરવી નથી. કોઈ ઘરની માલિક બનવાનું છે. તો ઘર ગૃહસ્થીનું કામ શીખી લેવું પૂરતું છે. લખવા-વાંચવામાં માથું ફોડવાની શી જરૂર ?"

"કન્યાઓ જ્યાં સુધી ઘર-ગૃહસ્થીનું કામકાજ શીખવે તૈયાર થઈ જાય છે, ત્યાં સુધીમાં લગ્નને યોગ્ય ઉંમરે પહોંચી જાય છે. લગ્ન કરીને પારકે ઘેર ચાલી જાય છે. એ બિચારીઓ પાસે એટલો વખત કયાં છે કે તેઓ ઘરગૃહસ્થીનું કામકાજ શીખવાની સાથે-સાથે નિશાળે પણ જઈ શકે અને અભ્યાસ માટે સમય કાઢી શકે."

વિવાહિત સ્ત્રીઓ માટે નિરક્ષરતાના પક્ષે સહાનુભૂતિ બતાવવા અને ફોસલાવવાનો તર્ક પણ કંઈ ઓછો દિલચસ્પ હોતો નથી. એવું કહેવાય છે કે, " વહુઓ ઘરની શોભા અને કુળની લાજ હોય છે. તેમનું ખુલ્લી રીતે બહાર નીકળવાનું હલ્કાપણું તેમનું ગૌરવ ઘટાડે છે. નિશાળે જવા-આવવામાં ઘણીવાર ખુલ્લાં બહાર હરવું-ફરવું પડશે. ઘરનું કામકાજ છોડીને ભણવા જવું પડશે અને પછીથી નિશાળેથી ચાલીને ઘરનું કામ આટોપવું પડશે, જેથી બમણી મહેનત કરવી પડશે, જેની અસર તેની તંદુરસ્તી પર સારી પડે નહીં અને જો એક-બે બાળકો થયાં તો નિશાળના સમયે બાળકો બિચારાં માતા માટે રોતાં કકળતાં રહેશે. તેથી માતા અને બાળક બન્નેના માટે માનસિક કષ્ટ થશે." આથી તેની જીંદગી એક નિરસ યંત્ર જેવી બની જાય છે વગેરે વગેરે. આવી ન જાણે કેટલી દલીલો તેના શિક્ષણના વિરોધમાં કરવામાં આવે છે, જે ખૂબ જ લોભામણી, સદ્દ્ભાવનાપૂર્ણ અને ખુદ સ્ત્રીને પણ ભ્રમમાં નાખી શકે છે.

આવી દલીલ કરવાની વાત જ શું ? જ્યારે દલીલ જ આધાર છે તો જિંદગીને મોત અને દિવસને રાત કહેવા માટે કેટલાંયે તર્કો બતાવી અને કાઢી શકાય છે. પરંતુ સત્ય આનાથી કંઈક જુદું હોય છે. હકીકત તો એ છે કે સ્ત્રીને અભણ અને અવિકસિત રાખીને પુરુષ તેના અધિકાર તેમજ અસ્તિત્વનું ભાન થવા દેવા ઈચ્છતો નથી કે તે તેને ઢોરની જેમ, જેવી રીતે વર્તતો, લૂંટતો અને મીટાવતો આવ્યો છે. તેવી જ મનમાની આગળ ઉપર પણ ચાલુ રહી શકે. કેળવણી સ્ત્રીના મોંમાં જીભ, હૃદયમાં ભાવના, બુદ્ધિમાં વિચાર અને આત્મામાં જાગૃતિ પેદા કરી દેશે. ત્યારે આવી સ્થિતિમાં પુરુષની અયોગ્ય મનમાની ચાલી શકે નહીં. નહીં તો સહનશીલતા, સાદાઈ, પરિશ્રમ, હોંશિયારી, કુશળતા, સામંજસ્ય, શીલતા વગેરે એવા કયા ગુણો છે કે જે કેળવણી વડે મેળવી શકાતા નથી અને એથી ઊલટું એવા કયા દુર્ગુણો હોય છે જેનો સમાવેશ નિરક્ષરતામાં થઈ શકતો નથી. એ વાત જુદી છે કે શિક્ષણના વિષયો અનુકૂળતા, ઉપયોગિતા તથા બિનઉપયોગીપણાનો વિચાર કરવામાં આવે નહીં અને નારીના પલ્લે એવી રીતનું શિક્ષણ વળગાડી દેવામાં આવે જે તેને અનુકૂળ તેમજ અનુરૂપ હોય નહીં. સ્ત્રી તરફ જો આવી રીતનું ષડ્યંત્ર બંધ કરવામાં આવે અને તેને તક આપવામાં આવે તો તે ચોક્કસ પોતાની બીજી ફરજોની ઉપેક્ષા કર્યા વગર તેનો સ્વીકાર કરી લેશે અને પરિવારમાં પોતાની વિકસિત શાલીનતાથી ગૌરવની વૃદ્ધિ કરી દેશે.

નારીને ઘણાં બધાં બાળકોની માયાજાળમાં ફસાવવા માટે એવું કહેવામાં આવે છે કે - "આ કેટલી ભાગ્યશાળી સ્ત્રી છે. તેને આઠ બાળકો છે. ભગવાન સૌને એવી બનાવે. ઘરમાં છ વહુઓ અને બે જમાઈ આવશે. ઘર જલદી પૌત્રો અને ભાણેજોથી ભરાઈ જશે. ખોબેને ખોબે કમાણી કરશે. એક વહુ રોટલી વણશે તો એક પગ દબાવશે. કોઈ વાળમાં તેલ નાખી આપશે તો કોઈ પંખાથી હવા વીંઝશે. બાળકો બધાં મોટાં થઈ જશે. આજની મહેનત ઘડપણમાં સુખ બની જશે. પલંગ પર બેઠાં-બેઠાં હુકમ ચલાવશે. તણખલું તોડીને બે કરવાની પણ જરૂર રહેશે નહીં. મરશે તો પૌત્રો-ભાણેજોના ખભા પર સવાર થઈને જશે. આવી હરી-ભરી ફુલવાડી છોડીને જનારીને લેવા માટે સ્વર્ગમાંથી

વિમાન આવશે" વગેરે ન જાણે કેટ-કેટલી વાતો કરીને સ્ત્રીઓને વધારે બાળકો પેદા કરવા માટે ઉત્સાહિત કરવામાં આવે છે. તેને વધુ પડતાં બાળકો થવાના કારણે થતું નુકસાન અને તકલીફોનો અનુભવ જ થવા દેતાં નથી. આનું પરિણામ એ આવે છે કે તે વધારે ને વધારે બાળકોને ભગવાનની કૃપા સમજીને બાળકો પેદા કરવાનું બંધ કરી શકતી નથી અને પુરુષની પાશ્વિક પ્રવૃત્તિમાં બલિ રૂપે હોમાયા કરે છે.

અકાળે વૃદ્ધત્વ, કરમાયેલું રૂપ, ખાલી દેહ, જર્જરિત સ્વાસ્થ્ય, રોગિષ્ઠ સ્ત્રીઓ જે જોવામાં આવે છે તે સૌ વધારે પડતાં બાળકો પેદા કરવાના ભારથી મરી ગયા જેવી થઈ ગઈ હોય છે. હાથમાં દવાની બાટલી, ઢીલી ચાલ, સૂકા હોઠ, વહુજા જેવાં કપડાં, જે સફેદ વાળવાળી સ્ત્રીને જુઓ તો સમજી લેશો કે, આ તે તરૂણી છે જે ઘણા સંતાનના સૌભાગ્યરૂપી વરદાનના ષડયંત્રમાં ફસાયેલી, પુરુષની વાસનાની મારી અકાળે થયેલી વૃદ્ધા છે જે નિરક્ષરતા, અજ્ઞાન અને અંધ-વિશ્વાસના કારણે પોતાના અસ્તિત્વને ભૂલી ગયેલી, પોતાને આને લાયક સમજે છે. કેટલું આવશ્યક છે કે સ્ત્રીને ઘણાં બાળકોના સૌભાગ્યશીલતાના ષડયંત્રથી મુક્ત કરાવીને સ્વાસ્થ્યપૂર્ણ સુંદર જિંદગી જીવવા દેવામાં આવે જેથી તે પોતાના સ્વાભાવિક સૌંદર્ય તેમજ દેહ સૌષ્ઠવને અકબંધ રાખી શકે અને શરૂઆતથી અંત સુધી અકાળ હાડપિંજરના બદલે માણસ જેવી લાગી શકે. કુટુંબનિયોજનના પુણ્યથી તેને પવિત્ર બનાવવામાં આવે જેથી તે માત્ર બે બાળકોને પોતાની ઈચ્છા મુજબ ઉછેરી શકે અને પોતાના વાત્સલ્યને ટીપાં-ટીપાંના રૂપમાં વહેંચવા કરતાં એક જગાએ કેન્દ્રિત કરી તેનું સુખ મેળવી શકે અને સ્વસ્થ, સુયોગ્ય, સંતાનની માતા હોવાનું ગૌરવ લઈ શકે આમાં જ પરિવાર, સમાજ તથા દેશની ભલાઈ છે.

સાહિત્યકાર અને કલાકાર એમાં પણ ખાસ કરીને કવિ, લેખક તથા ચિત્રકાર તો સ્ત્રી પર દયા કરે જ. તેમની કલમ અને પીંછી નારીના જે ઉદ્દીપક સ્વરૂપનું ચિત્રણ કરવામાં જોડાયેલી છે તે દેશની જનની પ્રત્યે એટલું ભયંકર ષડયંત્ર છે જે પૂરા દેશનું આમૂલ પતનનું કારણ બની રહ્યું છે. આ સત્યવચન અતિશયોક્તિ કરી શકાય નહીં કે

સ્ત્રીને વિલાસિની અને પુરુષને કામુક બનાવવામાં સાથ આપવામાં લેખકો તથા ચિત્રકારોનો બહુ જ મોટો હાથ છે. શૃંગારરસવાળી કવિતાઓ, પ્રેમથી ભરપૂર વાર્તાઓ, અને ઉત્તેજક ચિત્રોએ તો સ્ત્રીના પવિત્ર તપને જ છૂપાવી દીધું છે. કવિઓની ઉપમાઓ, રૂપકો તથા અલંકારો, ચંદ્રમુખી, લવંગલત્તા, પિકવેની, ગજગામિની, સુકુમારી, લાજવતી, સુંદરી સુનયની, પ્રેયસી, પ્રણયમતી, પ્રાણપ્રિયા વગેરે ઠગારાં સંબોધનોએ તો નારીની અક્કલ જ બહેરી કરી મૂકી છે તેને સુંદર અને જાદુઈ સ્વપ્નોમાં ખોઈને પોતાની જાતનું જ ભાન ભૂલાવી દીધું છે. જેથી તે પુરુષની વાસનાને વધારેને વધારે અનુકૂળ બનીને ઉપયોગી સર્વસ્વને બિનઉપયોગી બનાવી રહી છે. વાર્તાલેખકોએ તો તેને (સ્ત્રીને) પ્રેમનાં એ મૃગજળમાં ભૂલી પાડી છે કે, ત્યાં જઈને તેનું પછી સુરક્ષિત પાછા ફરવું શકય નથી. તે પુરુષના એ ભ્રામક તથા અવ્યાવહારિક પ્રેમને પામવા માટે પોતાનું કેટલું અને શું-શું ગુમાવીને, કેવી અધોગતિને પામે છે તેનો વિચાર માત્ર કાળજું કંપાવી મૂકે છે.

સદીઓથી નારીને આવી રીતે હડધૂત કરવામાં આવી-પગ તળે કચડવામાં આવી, તેના પર જાત-જાતનાં બંધનો, પ્રતિબંધ લગાવવામાં આવ્યાં અને સ્ત્રીને ઘરની ચાર દીવાલોમાં જ કારાવાસની જેમ રાખવામાં આવી. આવો વર્તાવ તો જાનવરોની સાથે જ કરવામાં આવે છે. જો કે તેમને પણ આને યોગ્ય તો ન જ કહેવાય. પરંતુ અહીં સુધી તો બરાબર હતું. નારીની દુર્દશા અને સમાજમાં તેનું પછાતપણું પણ કોઈ સંસ્કારી સમાજને માટે શરમની વાત કહેવાય. પરંતુ આપણા દેશમાં તો એનાથી પણ એક ડગલું આગળ વધીને તેની સાથે આવારા પશુના જેવો વર્તાવ કરવામાં આવે છે.

ઘરમાં પાલતુ પ્રાણીઓ પાળવામાં આવે છે. જ્યાં સુધી તેઓ દૂધ આપે છે કે ઘર માટે તેઓ ઉપયોગી હોય છે ત્યાં સુધી તો તેને ઘાસચારો-પાણી આપતાં રહે છે અને જેવાં તેઓ નકામાં થઈ જાય છે તેમને કસાઈને ત્યાં વેચી મારવામાં આવે છે. સ્ત્રીના પ્રત્યે તો આનાથી પણ અધમ કોટિનો દૃષ્ટિકોણ રાખવામાં આવે છે. દરરોજ વર્તમાનપત્રોમાં એવી રીતના સમાચારો છપાતા રહે છે કે કોઈ સ્થળે કોઈ સ્ત્રીની હત્યા કરી નાખી અને હત્યા પણ એવી ઘાતકી રીતે

કરી કે ક્રૂરમાં ક્રૂર અત્યાચારી ડાકૂ બદમાશ પણ એવું કરતા હોય નહીં. વર્તમાનપત્રોમાં જો કાળજીપૂર્વક વાંચવામાં આવે તો દરેક આવૃત્તિમાં આવા એક-બે સમાચાર તો જરૂર મળશે જેમાં કોઈ સામાન્ય કારણને લીધે પતિએ પત્નીને મારી નાખી.

અહીં એવા જ કેટલાક સમાચાર સંકલિત કરી રજૂ કરવામાં આવે છે જેમાં પત્નીની હત્યામાં એક જ રીત અપનાવી હોય-કેરોસીન છાંટીને આગ લગાવી દેવી બરાબર એવી રીતે કે જેમ કોઈ નકામા પડેલા કૂડા-કચરાના ઢગલાને કેરોસીન છાંટીને સળગાવી મૂકવામાં આવે છે. આ ઘટનાઓના મૂળમાં ઊંડે ઊતરીએ તો એવાં નાનાં-નાનાં કારણો જોવા મળશે જેના માટે કોઈને મારી નાખવું તો શું નિંદા કરવી પણ યોગ્ય ન કહેવાય. દાખલા તરીકે, નવવિવાહિત દંપતીના પ્રથમ પરિચય અને શરૂઆતના આકર્ષણને જ લઈએ જે કોઈ પણ રીતે અસ્વાભાવિક ન કહેવાય. પરંતુ કેટલાક મહિનાઓ પહેલાં આ જ કારણને લઈને ભાઈ-બહેને બન્નેએ મળીને પોતાની ભાભીની હત્યા કર્યાના સમાચાર છાપાઓમાં પ્રકાશિત થયા હતા.

કોરબા (મધ્યપ્રદેશ)ની પાસે કોહડિયા ગામનો બનાવ છે, જ્યાં દિયર અને નણંદ બન્નેએ મળીને પોતાની ભાભીને મારી નાખી. એવું કહેવાય છે કે, કોહડિયાના રહેવાસી સંબંધિત પરિવારમાં મૃત્યુ પામેલી સ્ત્રી જેનું નામ કમળા હતું, કેટલાક દિવસો પહેલાં જ લગ્ન થયેલાં. હત્યાનું કારણ તો જાણી શકાયું નથી પરંતુ ચર્ચા છે કે નવવિવાહિત દંપતીઓની જેમ કમળા અને તેનો પતિ પણ ખૂબ જ ગાઢ સ્નેહપૂર્વક પ્રેમથી રહેતાં હતાં. આથી કમળાની નણંદ અને તેના દિયરને એવું લાગ્યું કે તેમની ભાભીએ તેમના ભાઈ પર જાદુ કર્યો છે અને આ કારણથી તેનો ભાઈ તેમની ઉપેક્ષા કરવા લાગ્યો છે. હત્યા માટે આ જ કારણ હશે એવું માની ન શકાય, પરંતુ નણંદ અને દિયરે મળીને પોતાની ભાભીના કપડાં પર કેરોસીન છાંટીને દિવાસળી વડે આગ ચાંપી દીધી. કમળા જોરથી ચીસ પાડીને બહાર ભાગી. લોકોએ તેની ચીસ સાંભળી અને તેનાં કપડાં સળગતાં જોયાં તો આગ ઠારવાનો પ્રયત્ન કર્યો. આગ તો ઠરી ગઈ પરંતુ તે સ્ત્રી બહુ જ ખરાબ રીતે દાઝી ગયેલી હતી. કોઈ રાહદારીએ આ બનાવની જાણ પોલીસને કરી

દીધી. પોલીસે દાઝેલી સ્ત્રીને હોસ્પિટલમાં પહોંચાડી. તે સ્ત્રી એટલી ભયંકર રીતે દાઝી ગયેલી કે સારવાર કરવા છતાં પણ તેને બચાવી શક્યા નહીં.

ઘરના અન્ય સભ્યો જ સ્ત્રી પર જૂલમ ગુજારે છે એવી વાત પણ નથી, પુરુષ પણ તેની સાથે કોઈ માનવતાભરેલું વર્તન કરવું જરૂરી માનતો નથી. પતિની નજરોમાં તે જીવનસાથી કરતાં વિલાસિની અને ભોગવવા યોગ્ય જ વધારે રહી છે. જેના માટે દરેક સ્થિતિમાં પોતાના પતિની ઈચ્છા પૂરી કરવી એ જ તેનું નસીબ છે. પછી પતિ ભલે જાતે જ ધૃણાસ્પદ જીંદગી જીવી રહ્યો હોય કે ખરાબ રસ્તે ચડી ગયો હોય. પતિને તો તેનું પ્રેમાળ અનુશાસન પણ સહન થતું નથી. તેનો અભિપ્રાય, સલાહ-સૂચન પણ તેને બિનજરૂરી હસ્તક્ષેપ લાગે છે તથા વધારે સ્થિતિ ખરાબ થાય છે તો પતિ મારપીટ કરવા સુધી તૈયાર થઈ જાય છે.

કેટલાક સમય પહેલાં એક પતિએ પોતાની પત્નીની ફક્ત એટલા ખાતર જ હત્યા કરી નાખી હતી કે તે તેને દુરાચારી જીંદગી જીવવાથી હંમેશાં રોકયા કરતી હતી. મુજફ્ફર જિલ્લાના ફતેહાબાદ ગામનો આ બનાવ છે, જ્યાં ૨૦ વર્ષની સ્ત્રીની અમાનુષિક રીતે હત્યા કરી નાખ્યાના સમાચાર વીતેલા દિવસોમાં છાપાઓમાં છપાયા હતા. મારી નાખ્યા પછી એ સ્ત્રીના શબને નદીમાં વહેવડાવી દેવામાં આવ્યું જેથી પોલીસને ભાળ લાગે નહીં. એવું કહેવાય છે કે રાતના એકાંતમાં તે સ્ત્રીના હાથપગ બાંધી દેવામાં આવ્યા અને તેના પતિએ સ્ત્રીના શરીર પર કેરોસીન છાંટીને દીવાસળી ચાંપી દીધી. આ દરમિયાન ઘરના બારણાંઓ અંદરથી બંધ કરી દેવામાં આવ્યાં હતાં જેથી પડોશીઓ ઘટનાસ્થળે પહોંચી શકે નહીં. સ્ત્રીના મોંમાં ડૂચો પણ મારી દીધો હતો. જેથી તે શોર મચાવી શકે નહીં. એવું સંભળાય છે કે છેલ્લા થોડાક માસથી એ સ્ત્રીનું લગ્નજીવન ખૂબ જ કલુષિત થઈ ગયું હતું કારણ કે તેના પતિને કેટલીક સ્ત્રીઓ સાથે આડો વ્યવહાર હતો જેનો તે સ્ત્રી વિરોધ કર્યા કરતી હતી. લંપટ પતિએ એ સ્ત્રીની પોતાનો રસ્તો સાફ કરવા માટે હત્યા કરી નાખી.

હવે કોઈ એ બતાવો કે આવી દશામાં કોઈ સ્ત્રી કેવી રીતે

પતિ પ્રત્યે પોતાની ફરજો અદા કરી શકે ? અને ખરા અર્થમાં જીવનસાથીની ભૂમિકા અદા કરી શકે. જ્યાં પતિને આડા રસ્તે જતો રોકવાની સલાહ આપવી એ પણ કલેશનું કારણ બની જાય અને મારપીટથી માંડીને હત્યા સુધીની નોબત આવી જાય ત્યાં સ્ત્રીનું સ્થાન કેટલું પતિત હશે એ કહેવા સાંભળવાની નહીં પોતાની આસપાસની જિંદગીમાં જ જોવાની વાત છે, કારણ કે જે સમાજની ચર્ચા કરવામાં આવે છે તે સમાજ આપણો જ સમાજ છે. આપણા આ જ સમાજમાં સ્ત્રીની સાથે આ અમાનુષી અને ક્રૂરતાવાળો વર્તાવ કરવામાં આવે છે. જ્યાંના ઋષિઓએ લખ્યું છે કે, "યત્ર નાર્યાસ્તુ પૂજ્યતે રમન્તે તત્ર દેવતા"

પરંતુ આપણા આ સમાજમાં સ્ત્રીની નહી તેની સાથે આવેલી લક્ષ્મીની પૂજા કરવામાં આવે છે. એવું જોવામાં આવે છે કે, લગ્ન પછી કોઈ સ્ત્રી પોતાની સાથે કેટલો દાયજો-દેહજ લાવી છે. વિવાહ-લગ્નનો પાયો, જીવનસાથીની જરૂરિયાત પૂરી કરવાનો નહીં, વહુના પક્ષેથી વધારેમાં વધારે રકમ પડાવવાનો જ બની ગયો છે અને એની સફળતા એમાં માનવામાં આવતી નથી કે પતિપત્ની એક બીજાં પ્રત્યે કેટલો સુમેળ તથા પ્રેમભાવ વિકસાવી શકે છે પરંતુ એવું સમજવામાં આવે છે કે, લગ્ન પછી કઈ પત્ની પોતાના પિયરમાંથી કેટલું ધન લાવવામાં સફળ રહે છે. ઓછો દહેજ લાવવાના કારણે વહુને મેણાં-ટોણાં મારવાં, તેનાં પિયરિયાઓ પર કટાક્ષો કરવા તો જાણે સામાન્ય બાબત બની ગઈ છે. કેટલીક વાર તો ઓછો દહેજ મળવાના કારણે વહુને મોતને ઘાટ સુદ્ધાં ઉતારી દેવામાં આવે છે. તેને ક્રૂરતાપૂર્વક સળગાવી મૂકવાના બનાવો દરરોજ છાપાઓમાં છપાય છે.

ગંગાનગર પાસે પીલીબંગાના રહેવાસી બનવારીલાલ સુથારના પુત્ર શ્રી કિશનલાલનાં લગ્ન, જુલાઈ-૭૫માં બંદૂરામની પુત્રી સુલોચના સાથે થયાં હતાં. લગ્ન વખતે છોકરાના બાપે દહેજમાં ઘરેણાં, કપડા સિવાય વધારામાં ૫૧૦૧ રૂ. રોકડા માંગ્યા હતા. છોકરીના બાપે છોકરીની ખુશી માટે પોતાનું ખેતર વેચી દીધું અને ૨૧૦૦/-રૂ. ચાંદલાનો રિવાજ પૂરો કરવા આપી જ દીધા. લગ્ન વખતે ઘરેણાં કપડાં અને બીજા કરિયાવરની સાથે વિદાય વખતે જ્યારે એક હજાર રૂપિયા થાળીમાં

મૂકીને જ્યારે છોકરાના બાપને આપ્યા તો તે નારાજ થઈ ગયો. મહામુસીબતે કન્યા પક્ષવાળાઓએ વેવાઈને રાજી કર્યા અને હાથે-પગે લાગીને ૪૧૦૦ રૂ. પછીથી આપવાનો વાયદો કર્યો ત્યારે જાન વિદાય થઈ.

એવું કહેવાય છે કે, સાસરીમાં છોકરીને ઓછો દહેજ મળવાના કારણે રોજ તંગ કરવામાં આવતી હતી. તેનો પતિ કિશનલાલ પોતાના માબાપની સામે જ પોતાની પત્નીને ખરાબ રીતે મારપીટ કરતો અને સુલોચનાના સાસુ-સસરા આ ચુપચાપ જોઈ રહેતા. એક વાર એ લોકોએ તેને ઘરમાંથી પણ કાઢી મૂકી, પરંતુ પડોશીઓએ વચ્ચે પડીને સમજાવટથી તેને પાછી રાખી લીધી. પરંતુ થોડાક દિવસો પછી જ તેના સાસરિયાંઓએ તેને ખૂબ મારપીટ કરી અને રાતના વખતે જ ઘરની બહાર કાઢી મૂકી. એ વખતે સુલોચના ગર્ભવતી હતી. તે આખી રાત બહાર પડી રહી અને બીજા દિવસે જેમ તેમ કરીને પોતાના પિયર પહોંચી. છોકરીના બાપે ફરી તેના સાસુ-સસરાને ખૂબ વિનંતી કરી અને ત્યારે તેઓ છોકરીને ફરીવાર રાખવા માટે રાજી થયાં.

એ પછી એવું કહેવાય છે કે, ૧૧મી સપ્ટેમ્બર ૧૯૭૬ના રોજ છોકરીના પતિ અને સાસુએ ફરી તેને ખૂબ જ ખરાબ રીતે મારી તથા તેનાં બધાં જ ઘરેણાં ઊતારી લીધાં. એ જ રાતે લગભગ દોઢ વાગ્યે તે સૂતી હતી એ દરમિયાન તેનો પતિ, સાસુ, સસરા અને દિયર–ચારેય જણાએ મળીને તેના પર કેરોસીન છાંટીને સળગાવી મૂકી. તેની ચીસો સાંભળીને પડોશીઓ જાગી ગયાં અને બનાવના સ્થળે પહોંચ્યાં. એ વખતે તો આગ ઠારી નાખી અને છોકરીને હોસ્પિટલમાં દાખલ કરી, પરંતુ હોસ્પિટલમાં કેટલાક મહિના રિબાયા પછી મોતને શરણ થઈ ગઈ.

લગ્નમાં દહેજ ઓછો લાવવાના કારણે એવી આશા રાખવામાં આવે છે કે, સ્ત્રી પોતાના પિયરમાંથી વધારે પૈસો લાવે. મોં માગી રકમ ન મળવાના કારણે કોઈ વહુને કેવી રીતે હેરાન કરવામાં આવે છે અને સાસરિયાવાળા કેવાં તેના જીવના ગ્રાહક બની જાય છે એ ઉપરોક્ત બનાવમાં જોવા મળ્યું. પરંતુ કેટલીક વાર ફક્ત આ જ કારણથી હયાત પત્નીથી છૂટકારો મેળવીને નવાં લગ્ન કરવા માટે તથા

બીજાં લગ્ન કરીને દહેજમાં ફરી મોટી રકમ પડાવવાનાં દુષ્કૃત્યો પણ જોવામાં આવે છે. ત્યાં સુધી કે પહેલી પત્નીને મારી નાખવામાં પણ કોઈ હિચકિચાટ થતો નથી. આવા જ પ્રકારનો એક બનાવ કેટલાક સમય પહેલાં જ ગંગાનગરમાં બનેલો કે રેશમારાણી નામની છોકરીનાં લગ્ન એક સારા ઘરમાં થયેલાં. તે પોતે પણ ખાધે-પીધે સુખી પરિવારમાં ઊછરેલી હતી અને લગ્ન વખતે વરપક્ષ દ્વારા તેના મા-બાપ પાસે દહેજમાં ખૂબ જ જંગી કરિયાવરની સાથે સાથે સ્કૂટરની પણ માગણી કરવામાં આવેલી. પહેલેથી જ દહેજમાં એટલું બધું આપી દેવામાં આવેલું હતું કે એ પછી થોડું પણ વધારે આપવાથી કુટુંબ પર અસહ્ય આર્થિક બોજો પડતો હતો, છતાં પણ તે કન્યા પક્ષ પોતાનો વાયદો પૂરો કરવા માટે તનતોડ પ્રયત્નો કરતા રહ્યા. વાયદો પૂરો કરવામાં થઈ રહેલા વિલંબને જોઈને સાસરીવાળાઓએ એવું માની લીધું કે રેશમાનાં મા-બાપ તેને સ્કૂટર આપવા માગતાં નથી. આ કારણે જ તેઓએ રેશમાને જીવતી સળગાવી મૂકી. એવું કહેવાય છે કે આ હત્યાની પાછળ બીજાં લગ્ન કરીને મોટી રકમ મેળવવાનો પણ એકમાત્ર હેતુ રહ્યો હતો.

સ્ત્રીઓની હત્યાનું કારણ ભલે પૂરતા પ્રમાણમાં દહેજ ન મળવાનું હોય અથવા પાછળથી પિયરીયાં દ્વારા પોતાના પતિની માગણીઓ પૂરી ન કરી શકવાનું હોય, સ્ત્રી દ્વારા પતિના અંગત જીવનમાં યોગ્ય પરંતુ ન ધારેલો હસ્તક્ષેપ કરવાનું હોય અથવા પત્નીનું દેખાવડી ન હોવું અને તેની ચામડીનો રંગ શ્યામ હોય. ભલે કંઈ પણ કારણ હોય પરંતુ ઉપરોક્ત બનાવો આપણા સમાજમાં નારીની દશાનું ચિત્રણ કરવામાં બરાબર સચોટ અને પ્રતિનિધિ બનાવો છે.

છાપામાં દરરોજ છપાનારા એવા સમાચારો પર એક નજર નાખવામાં આવે, જેમાં નાનાં-નાનાં કારણોને લઈને સ્ત્રીને પરેશાન કરવામાં આવે છે તો માલૂમ પડશે કે, સ્ત્રીની આપણા સમાજમાં કેવી દશા છે ? દશા સારી કે નરસી હોવી એ તો બાજુએ રહ્યું પરંતુ તેને દરેક પળે શંકા તથા અવિશ્વાસના નજરે જોવામાં આવે છે. વાતાવરણ અને સંગ દોષથી કેટલીક વ્યક્તિઓ આડા રસ્તે જાય છે. એ પણ એક હકીકત છે કે, સ્ત્રીના કરતાં પુરુષો જ વધારે આડા

રસ્તે જાય છે અને દાંપત્ય જીવનની એકનિષ્ઠા મર્યાદાને ઓળંગીને ઉચ્છૃંખલ સ્વતંત્ર આચરણ કરે છે. જેટલી કામુકતા અને લંપટતા પુરુષોમાં જોવા મળે છે તેનો તો એક અંશ પણ ભાગ્યે જ સ્ત્રીઓમાં કયાંક જોવા મળશે. છતાં પણ હંમેશાં સ્ત્રીને શંકા અને અવિશ્વાસની નજરે જ જોવામાં આવે છે.

પડદાનો રિવાજ, ઘરમાં જ ગોંધાયેલા રહેવાનો પ્રતિબંધ અને લોકલાજની કહેવાતી મર્યાદાઓ, સ્ત્રીઓના માટે જ બની હતી. આનું એક કારણ એ પણ હતું કે સ્ત્રીના ઉપર અવિશ્વાસ રાખવામાં આવતો હતો. બિચારી સ્ત્રીઓએ, આ પ્રતિબંધોને મર્યાદા માનીને સહજ રીતે તેનો સ્વીકાર પણ કરી લીધો હતો, છતાં પણ તેના પર શંકા કરવાનું બંધ કરવામાં આવ્યું નહીં. દરરોજ છાપાંઓમાં એવા બનાવો છપાતા રહે છે કે, જેમાં અનુમાને કરેલી શંકાના કારણે જ કોઈને ઘરમાંથી બહાર કાઢી મૂકી હોય અથવા તેને ખૂબ ખરાબ રીતે પરેશાન કરવામાં આવી હોય. ત્યાં સુધી કે તેને જાનથી મારી નાખ્યાના સમાચાર પણ છપાતા રહ્યા છે.

હમણાં કેટલાક સમય પહેલાં નવભારત ટાઈમ્સમાં છપાયેલા એક સમાચાર મુજબ, પોતાની પત્નીની ચાલચલગત ઉપર શંકા જવાના કારણે સીલમપુર (નવી દિલ્હી)ના રઘુવીર નામના એક યુવકે તેને ઝેર આપીને મારી નાખેલી. રઘુવીરે પોતાની પત્ની સંતોષને દરિયાગંજ લઈ જઈને ત્યાં ઝેર પીવડાવ્યું. તેને ધોખાથી છેતરીને ઝેર પીવડાવવામાં આવેલું અને જ્યારે સંતોષ મરી ગઈ તો તેના શબને સ્કુટર પર નાખીને નિજામુદીન વિસ્તારના રીંગરોડ પર લાવીને સડકના કિનારે માટીમાં દાટી દીધું. પત્નીની હત્યા કરીને અને તેના શબને દાટી દેવાના બનાવ પછી તેના આત્માને રંજ થવા લાગ્યો અને તે શૂન્યમનસ્ક થઈને બિનજરૂરી સડક પર આંટા મારવા લાગ્યો. પોલીસના એક માણસને શંકા જતાં તેને રોકયો. આથી રઘુવીર ડઘાઈ ગયો. પોલીસને વધારે શંકા જતાં, ધમકાવીને પૂછતાં અંતે રઘુવીરે ગુન્હો કબૂલી લીધો અને કહ્યું કે સંતોષની ચાલચલગત પર તેને શંકા હતી.

ચરિત્ર પર શંકા જવાથી પત્નીને પરેશાન કરવી, તેને યાતનાઓ આપવાના બનાવો તો એટલા છે કે એવું લાગે છે કે, પુરુષ તો

ચરિત્ર પરની શંકાનું તો માત્ર બહાનું જ બતાવે છે, નહીં તો સ્ત્રીને મારપીટ કરવી, તેને યાતનાઓ આપવી, પીડા કરવી, જેવાં કાર્યો તો તેના સ્વભાવના એક ભાગ રૂપ જ છે. નહીં તો પરિવારમાં નાની-નાની વાતોને લઈને ઝઘડાળું-કંકાસમય વાતાવરણ રહે નહીં.

બહારથી કોઈ પોતાના કૌટુંબિક જીવનમાં કેટલાક સુખી અને સંતોષી કેમ દેખાય નહીં પરંતુ મોટાભાગના પરિવારોમાં જેવી રીતનું વાતાવરણ રહે છે, તેમાં અસંતોષ જ છલકાય છે. જો આવું ન હોત તો પરિવારોમાં સ્વર્ગના જેવું વાતાવરણ-સુખ સંતોષ છવાયેલ હોત. કૌટુંબિક વાતાવરણમાં લડાઈ-ઝઘડાનું ઝેર ઘોળવાને પણ મોટાભાગે પુરુષ જ જવાબદાર છે. શાકમાં મીઠું ઓછું છે. દાળ કાચી રહી ગઈ છે, શર્ટનાં બટન તૂટેલાં છે, બાળકો માટીમાં રમે છે, જેવી નાની-નાની બાબતોને લઈને પતિ પોતાની પત્ની ઉપર જેવી રીતે ગુસ્સે થઈ જાય છે, તે પરથી એવું લાગે છે કે પત્ની, પુરુષની જીવનસંગિની-અભિન્ન સહચરી નથી, પરંતુ તેણે ખરીદેલી દાસી અને ગુલામ છે.

કેટલીકવાર તો ત્યાં સુધીની નોબત આવી જાય છે કે, સ્વભાવે લાગણીશીલ સ્ત્રીઓ તે બધું સહન કરી શકતી નથી અને અંદરને અંદર હિજરાય છે. કુટુંબના બધા સભ્યોને સંતોષ આપવાની ગંભીર જવાબદારી અને પછી વધારામાં પતિનું મહેણાં-ટોણાં ભરેલું વર્તન તેના વ્યક્તિત્વને જ ખોખરું કરી નાખે છે. આ બધા ભારથી લદાયેલી, ભારે થાકેલી, ચિડાયેલી, ઉદાસ અને નિરાશ સ્ત્રીઓની એક મોટી સંખ્યા છે. આવી અસહ્ય પરિસ્થિતિમાં કેટલીક વાર તો સ્ત્રીઓ આપઘાત કરી બેસે છે.

બારહદરી (બરેલી) થાણાના હજિયાપુર ગામના શ્રી નથૂલાલની પત્ની શ્રીમતિ જમુનાએ રાતના વખતે જ્યારે ઘરનાં બધાં માણસો ઊંઘતા હતાં ત્યારે પોતાના શરીર પર કેરોસીન છાંટી લીધું અને જાતે દિવાસળી ચાંપી આત્મહત્યા કરી લીધી. જમુનાએ શા માટે આપઘાત કર્યો તેનું કારણ તો કંઈ જાણવા મળ્યું નહીં. પરંતુ કેટલાક દિવસોથી પતિ-પત્ની વચ્ચે ખૂબ જ ઝગડાઓ થતા રહેતા હતા અને પતિ તેને મારપીટ પણ કરી લેતો હતો.

ગૃહકલેશ અને મનભેદના કારણે પણ સ્ત્રીઓને મારી નાખવામાં

આવે છે. કેટલાક સમય પહેલાં મથુરાના જિલ્લા તેમજ ક્ષેત્રીય ન્યાયાધીશ શ્રી વિક્રમસિંહે કઠૌટી કુઆ ગામના કારે નામના માણસને તેની પત્ની રામશ્રીની હત્યા કરવાના આરોપસર જનમટીપની કડક જેલ અને દંડનો હુકમ કરેલો. કેસની સુનાવણી પ્રમાણે કારે એ ૨૨-૨૩ ઓકટોબર ૭૨ની રાત્રે લગભગ સવા બાર વાગ્યે પોતાની પત્નીને એક ઓરડીમાં પૂરીને ઈંટોનો મારમારીને હત્યા કરી નાખેલી, તે બિચારી બૂમો પાડતી અને તડપતી રહી. લોકોએ દરવાજો ખોલીને રામશ્રીને બચાવવાના અનેક પ્રયત્નો કર્યા છતાં પણ તેણે દરવાજો ખોલ્યો નહીં. કારે રામશ્રીનો જીવ લઈને જ ઝંપ્યો. આખરે પોલીસના માણસોએ ઓરડીના મિજાગરા તોડીને કારેને હાથોહાથ પકડી લીધો.

નાની-નાની બાબતોને લઈને સ્ત્રી પર કેવા પાશવી અત્યાચાર કરવામાં આવે છે તેની આછી એવી ઝાંખી ઉપરના ફકરામાં જોવામાં આવે છે. કોઈ વિચારકે, ભારતમાં સ્ત્રીઓની સ્થિતિનું વિશ્લેષણ કરતાં બહુ જ માર્મિક શબ્દોમાં પૂછેલું કે-એનું શું કારણ છે કે, રસોડામાં બનતી દુર્ઘટનાઓ હોય અથવા ઘરની બહાર થનારી હત્યા કે આત્મહત્યાઓમાં સ્ત્રીઓના જ ભોગ કેમ લેવાય છે ?

જવાબ એક જ છે કે, સ્ત્રીઓ પર નાની એવી વાતોને કારણે ખોટા અને પાશવી જુલમો ગુજારવામાં આવે છે, તેની સતામણી કરવામાં આવે છે. આપણા દેશમાં પ્રચલિત લગ્નની બાબતો જ લો. કોઈએ બરાબર જ કહેલું છે કે, ભારતમાં છોકરીઓ સાથે નહીં પરંતુ છોકરીઓના માતાપિતાની તરફથી મળનારી ભેટો, દહેજ સાથે જ લગ્ન કરવામાં આવે છે. ભારતીય પુરુષ પોતાની જીવનસંગિની કરતાં પણ વધારે મહત્ત્વ, પત્ની દ્વારા લાવવામાં આવનારા કરિયાવરને આપે છે. ત્યારે તો વધારે દહેજ ન મળવાનાં કારણો, ઓછો દહેજ લાવનારી ભારતીય સ્ત્રીને ખરાબ રીતે હેરાન કરવામાં આવે છે. કેટલાક સમય પહેલાંનો જ બનાવ છે. જ્યારે મુજફ્ફરનગરની એક વિવાહિત છોકરીનું દિલ્હીમાં શંકાસ્પદ સ્થિતિમાં મોત થયું. આ છોકરીનાં લગ્ન એક વર્ષ પહેલાં દિલ્હીના જ એક એન્જિનિયરીંગ કોલેજના પ્રોફેસર સાથે થયેલાં હતાં.

પોતાની દીકરીના આકસ્મિક મોતના સમાચાર મળતાં છોકરીના

પિતાએ પોલીસમાં ફરિયાદ લખાવી અને એ આરોપ મૂકયો કે તેની દીકરીના ઘેર બાળકનો જન્મ થયા પછી સાસરીવાળાઓએ છોકરી પર એ કારણસર અત્યાચાર ગુજાર્યો કે તેના પિતાએ, બાળકના જન્મ-પ્રસંગે વધારે કરિયાવર મોકલાવ્યો ન હતો. છોકરીના બાપે એવો પણ આરોપ મૂકેલો કે, તેની છોકરીને આ જ કારણે ખૂબ ત્રાસ આપવામાં આવ્યો અને તેનાં કપડાં પર કેરોસીન છાંટીને આગ ચાંપી દીધી તથા તે સળગી ગઈ પછી તેને હોસ્પિટલમાં લઈ ગયાં જ્યાં તેણે છેલ્લા શ્વાસ મૂકયા. છોકરીના બાપને આ બનાવની કોઈ જાણ કરવામાં આવી નહીં.

પોતાની દીકરીના આવા અપમૃત્યુથી દુઃખી બનેલા બાપે એવી પણ ફરિયાદ કરી કે, તેનો જમાઈ ૫૦-૧૦૦ રૂપિયાના માટે પણ તેની દીકરીને ત્રાસ આપતો હતો. જ્યારે તેની દીકરી એમ.એ. પાસ હતી અને ખૂબ જ સુંદર તથા સુશીલ હતી તથા તેણે પોતાની દીકરીના લગ્નમાં લગભગ ૩૫ હજાર રૂપિયાનો ખર્ચ કર્યો હતો. એવું સંભળાય છે કે, આ છોકરીના પતિએ કેટલીયે વાર તેને મારી નાખવાની ધમકી આપી હતી. આ મતલબના કાગળો ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટને બતાવવામાં આવ્યા હતા. આ પ્રોફેસરના મોટા ભાઈના બારામાં પણ એવા જ સમાચાર મળ્યા છે કે તેણે પણ પોતાની પ્રથમ પત્ની કે જેને બે બાળકો પણ થયેલાં તેને છોડીને બીજાં લગ્ન કરી લીધાં. એવું કહેવાય છે કે, આ પ્રોફેસર પણ બીજાં લગ્ન કરીને ૪૦-૫૦ હજાર રૂપિયા મેળવી લેવાનો લાલચુ હતો.

નવી પેઢી માતાના ઉદરમાંથી જ જન્મ લે છે. ઘર-કુટુંબનું વાતાવરણ સ્ત્રીઓ જ બનાવે છે. સંસ્કાર, સ્વભાવ અને ચરિત્રના પાઠો ઘરની પાઠશાળામાં જ ભણાવાય છે. કુટુંબનો પ્રેમ, લાગણી સંપૂર્ણપણે સ્ત્રીઓના હાથની વાત છે. જો સ્ત્રી સારી સંસ્કારી, ગુણિયલ દરજ્જાની હોય તો ચોક્કસ આપણાં પરિવારો સ્વર્ગ જેવા વાતાવરણથી હર્યાભર્યા રહી શકે છે. તેમાં રહેનારા લોકો કલ્પવૃક્ષના જેવી શીળી છાંયાનો અનુભવ માણી શકે છે. હીરા જેવાં કીમતી રત્નો કોઈ ખાસ ખાણોમાંથી જ નીકળે છે પરંતુ જો કુટુંબનું વાતાવરણ સ્વચ્છ હોય તો તેમાં એકથી એક બહુ જ કીમતી નવરત્નો નીકળતાં રહે છે અને એ સંપત્તિ વડે કોઈ દેશ, સમાજ ઉન્નત સ્થિતિ હાંસલ કરી શકે છે.

દેશની અડધા ભાગની વસ્તી સ્ત્રી છે. જો તે પક્ષ નબળો અને ભારથી લદાયેલો રહેશે તો પુરૂષના રૂપમાં બાકીની અડધા ભાગની વસ્તીની પોતાની ભારવહન કરવાની શકિત, તે અશકત પક્ષ (સ્ત્રી)નો ભાર ઉચકવામાં જ બરબાદ થતી રહેશે. પ્રગતિ તો ત્યારે જ સંભવી શકે જ્યારે ગાડીનાં બન્ને પૈડાં એકી સાથે જ આગળની તરફ દોડી શકે. એક પૈડું પાછલી બાજુ ખેંચે અને બીજું આગળની બાજુએ ખેંચે તો તેથી ખેંચતાણ થયા કરશે, હાથ કંઈ આવે નહીં. પ્રગતિશીલ દેશોમાં સ્ત્રી પણ પુરુષના ખભેખભા મિલાવીને આગળ વધવાની-પોતાના દેશને આગળ વધારવાની વિકસિત દશામાં રહે છે. પરિણામસ્વરૂપે તે ઘણું બધું કરી છૂટે છે. પરંતુ આપણી વિપરિત પરિસ્થિતિ તો આવું કંઈ થવા દેવાનો પ્રસંગ જ આવવા દેતી નથી જ્યાં સુધી આ દશા ચાલુ રહેશે, ફકત પુરુષોનો જ વિકાસ સાધવાના બધા જ પ્રયત્નો અધૂરા અને નિષ્ફળ સાબિત થતા રહેશે. જો સાચે જ આપણે પ્રગતિની દિશામાં આગળ વધવું હોય તો, સ્ત્રીને સાથે લઈને જ ચાલવું પડશે. એકલા કયારેય સફળ થઈ શકીએ નહીં.

સ્ત્રીની જાગૃતિ ભારતની સૌથી પહેલી અને સૌથી પ્રધાન જરૂરિયાત છે. આની પૂર્તિ માટે વિશાળકાય અને લાંબાગાળાના કાર્યક્રમો તૈયાર કરવા પડશે. સરકારી શાળાઓમાં કન્યા કેળવણીના પ્રયત્નો ચાલી રહ્યા છે-મહિલા કલ્યાણને માટે પણ સરકાર તરફથી પ્રયત્નો થઈ રહ્યા છે. આંસુ લૂછવાની દૃષ્ટિએ અને આશાનો દીવડો પ્રકટેલો રાખવાની દૃષ્ટિએ તેનો પણ કંઈને કંઈ ઉપયોગ છે પરંતુ આટલા માત્રથી કામ ચાલશે નહીં. આપણે સ્ત્રી જાગૃતિનું, સમગ્ર દેશને પ્રભાવિત કરનારું-રચનાત્મક પગલું ભરવું પડશે. નહીં તો અડધા રાષ્ટ્રની ચારે બાજુએથી પ્રગતિનો ખૂબ જ જટિલ, અતિ વિશાળ અને અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રશ્ન હજારો વર્ષે પણ હલ થઈ શકે નહીં. આના માટે બિન-સરકારી પ્રયત્નો જ મુખ્ય ભૂમિકા નિભાવી શકે છે.

## વિષમતાની આ વિકૃતિ હવે સમાપ્ત થવી જોઈએ

ભારતીય સ્ત્રીઓનું એક વિરાટ રૂપ છે અને તેમાં કેટલીક વિષમતાઓ ભરેલી છે. આ દેશમાં એક સ્ત્રીને જે કંઈ મળે છે તેની

ઝલક પણ બીજા વર્ગની સ્ત્રીને મળતી નથી.

સ્ત્રીઓનો એક મોટો વર્ગ સડક પર મહેનત-મજૂરી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. તેનાં બાળકો કોઈ ઝાડના છાંયે, ધરતી માના ખોળામાં મોટાં થાય છે. તે સવારથી સાંજ સુધી પેટનો ખાડો પૂરવાના કામમાં લાગેલી રહે છે. ગરીબીથી ઘેરાયેલું તેનું જીવન તેના બાળકોનો વિકાસ રુંધિ નાખે છે. ભારતનાં એ કુમળાં ફુલો ખીલતાં પહેલાં જ મુરઝાઈ જાય છે. તેને કયાં એટલી ફુરસદ છે કે બાળકોના સ્વાસ્થ્ય પર ધ્યાન આપી શકે. સ્વાસ્થ્યના નિયમો જાણવાનું તો દૂર રહ્યું પરંતુ તે (સ્ત્રી)ઓ એટલું પણ જાણતી નથી કે માખી કે મચ્છરોથી તેમને શું નુકસાન થાય છે ?

ભલેને વસ્તી ચારગણી વધી જાય તેને તમારી દુનિયાથી કોઈ જ મતલબ નથી. એકવાર એક સ્ત્રીને પૂછ્યું કે તમારે કેટલાં બાળકો છે? તેણે કહ્યું કે ૯ બાળકો છે અને ૧૦મું આવવાનું છે. એ ભણેલી-ગણેલી સ્ત્રીએ તેની સામે વસ્તીવધારો તથા ભારતની ગરીબીનું વર્ણન કર્યું. તેને કુટુંબનિયોજન વડે બાળકો બંધ કરવાના ઉપાયોની સમજણ આપી. પરંતુ તેને આ બધું સાંભળીને નવાઈ લાગી. આ બધાંથી તે સંપૂર્ણપણે અજાણ જોવા મળી. તેણે કહ્યું, અમારું દરેક બાળક કામ કરે છે, અમારે તો વધારે હાથોની જરૂરત છે. તેની ફરજ માત્ર બાળકોને જન્મ આપવા સુધી જ સીમિત થઈ ગઈ છે.

આવી રીતે તેનું જીવન સ્વાભાવિક રીતે પસાર થાય છે. તેને કદાચ કયારેય કોઈ તકલીફ પણ લાગતી નથી અને કદાચ એવું પણ લાગતું નથી કે તેના જીવનમાં આધુનિક જીવનની સુખસગવડોનો કેટલો અભાવ છે ?

બીજી બાજુ, ગામડાંઓમાં કેટલીક ખાધે-પીધે સુખી ઘરની સ્ત્રીઓ પણ હોય છે. જેઓ ભણી-ગણી તો હોતી નથી, પરંતુ તેની પહેરવા-ઓઢવાની રીતભાતથી તમે અનુમાન કરી શકો કે તેઓ આધુનિક જમાનાના રૂપરંગથી પરિચિત થઈ ગઈ છે. જો તેમના ગામમાં કયારેય કોઈ શિક્ષિત મહિલા સભા વગેરેનું આયોજન કરે તો તેઓ સારાં કપડાં પહેરીને, પાઉડર વગેરે લગાવીને જ પહોંચી જશે. આ જાગૃતિ ખૂબ જ ઓછી છે અને તે પણ સંતોષજનક તો નહીં.

આ તો ગામડાનું દૃશ્ય થયું. શહેરોમાં આપણને બીજી રીતનું ચિત્ર જોવા મળે છે. શહેરનાં સાધન-સંપન્ન પરિવારો સિવાય મધ્યમ વર્ગ કે નીચલા મધ્યમ વર્ગનાં પરિવારોમાં જાગૃતિ પોતાની રોજબરોજની જિંદગીમાં જોવા મળે છે. તેઓ પોતાનાં બાળકોને શાળાએ તથા પતિને નોકરી-ધંધા પર મોકલ્યા પછી ઝડપથી ઘરનું કામકાજ આટોપીને ઝડપથી બહારના કામ કરીને પોતાના પતિને મદદ કરે છે.

એ સિવાય યુવા પેઢીની જાગૃતિ શિક્ષણના વિકાસની સાથો-સાથ વધી રહી છે. હજારોની સંખ્યામાં કોલેજ જનારી વિદ્યાર્થીઓને એવો અહેસાસ તો જરૂર થાય છે કે દુનિયા કેવી છે, દેશ શું છે ! શું થઈ રહ્યું છે અને શું થશે ? પરંતુ તેના નિર્માણમાં આ યુવા પેઢી કેટલો ફાળો આપી શકે છે, તેનાથી તેઓ અજાણ છે. તેઓ આધુનિકતાનું નકલી મહોરું પહેરેલાં છે. સ્વતંત્ર ભારતની સાચી સ્ત્રીના સ્વરૂપથી તેઓ માઈલો દૂર છે. તેઓનું અંતર, એ દૈવી ગુણો જેને આપણે સજ્જનતા, સભ્યતા, નમ્રતા, કર્તવ્યપરાયણતાના નામે ઓળખીએ છીએ, બિલકુલ ખાલી જ છે. તેઓની કેળવણી ફકત પુસ્તકો પર જ આધારિત છે. તેથી તેઓ ફરજોથી રહિત જિંદગી જીવવાની ટેવવાળી બની ગઈ છે. તેઓનો દૃષ્ટિકોણ વ્યકિતવાદી જ થતો જાય છે. તેઓની દુનિયા પરિવાર પૂરતી જ મર્યાદિત થતાં નાની બનતી જાય છે, જે આ દેશના માટે ઘાતક સાબિત થઈ શકે છે.

હવે બીજી ઉચ્ચ હોદ્દાઓ શોભાવનારી સ્ત્રીઓ પર પણ એક નજર નાંખીએ. એક વિશિષ્ટ વ્યકિતત્વવાળી સ્ત્રી આ લોકશાહી દેશની વડાપ્રધાન છે. શ્રીમતિ બંડારનાયકના પછી જગતના લોકશાહી ઈતિહાસમાં શ્રીમતિ ઈંદિરા ગાંધી બીજી મહિલા છે, તેને વડાપ્રધાનનું પદ મળ્યું છે કેટલીક સ્ત્રીઓ સંસદના ઉચ્ચ હોદ્દા પર બિરાજે છે, કેટલીક હાઈકોર્ટની જજ, મોટીમોટી વકીલ-બેરિસ્ટર સ્ત્રીઓ, રાજદૂત વગેરે છે પરંતુ ભારત જેવા વિશાળ દેશમાં એવી સ્ત્રીઓ નહિવત્ જ છે.

આનો અર્થ એ થયો કે દેશ આઝાદ થયો, આઝાદીની જ્યોતનો પ્રકાશ પણ રેલાયો, પરંતુ એ પ્રકાશે બધાને સરખી રોશની આપી નહીં.

અંતમાં, ભારતની એ સ્ત્રીઓનો વર્ગ પણ આવે છે, જેઓ પેઢી દર પેઢીના સંસ્કારોમાં બંધાયેલી છે. તેઓ આધુનિક યુગથી ઘણે જ દૂર છે. તેઓ પોતાની રૂઢિચુસ્તતાને છોડવા કોઈ પણ કિંમતે તૈયાર નથી. માટે જે બાળકો આધુનિક કેળવણી લઈ રહ્યાં છે, તેઓની વચ્ચે અને તેઓની પહેલાંની પેઢી વચ્ચે ઘણું મોટું અંતર વધતું જાય છે. મા અને દીકરીની વચ્ચે અંદરોઅંદર જ જુદાપણું વધતું જાય છે. દીકરી પોતાની મા સાથે ઈચ્છવા છતાં પણ એવી રીતનો સંબંધ રાખી શકતી નથી જેમાં એકતા હોય. આનું મુખ્ય કારણ એ છે કે, એક તરફ જ્યાં છોકરીઓને કેળવણી અપાઈ રહી છે તો તેઓના મા-બાપને કેળવણી આપવાની કોઈ વ્યવસ્થા કરવામાં આવતી નથી.

આટલી અસમાનતા બીજા દેશોની સ્ત્રીઓમાં જોવા મળતી નથી, પરંતુ ભારતમાં આ પરિવર્તનનું ચક્કર ચાલી રહ્યું છે. આ અસમાનતાને નાબૂદ કરવાનો સાચો ઉપાય કેળવણીનો પ્રચાર તેમજ ફેલાવો જ હોઈ શકે. માટે આપણે શિક્ષણનું માળખું બદલવું પડશે. ભારતીય નારીના અંતરને ઉજાળી શકે એવું શિક્ષણ હોવું જોઈએ-તેમાં તેના દૈવી ગુણોનો વિકાસ થઈ શકે. તેઓ પોતાના જ્ઞાનના પ્રકાશને માત્ર ભારતીય સ્ત્રીઓમાં જ નહીં પરંતુ જગતની સ્ત્રીઓમાં ફેલાવી દે.

આમ ભારતમાં જ નહી પરંતુ વિશ્વમાં પણ સુખ તેમજ શાંતિનું સામ્રાજ્ય ફેલાઈ જશે.

ઠીક, અધોગતિનાં કારણો પર વિચાર કરીએ તો તેમાં સૌથી વધારે ભયંકર ભૂલ એ લાગે છે કે, પોતાની જ કુહાડીથી પોતાનું જ અડધું અંગ કાપી .નાખ્યું છે. અડધી શકિત પુરુષની અને અડધી સ્ત્રીની છે. અડધી શકિતને નબળી પાડી નાખવામાં આવે તો બાકી બચેલી અડધીએ જ પૂરેપૂરો બોજો ઊઠાવવો પડશે. અડધી શકિત જે કામ કરી શકતી હતી તે અશકત હોવાથી તેનાથી વંચિત રહેવું પડશે. સારી રીતે પ્રગતિશીલ સ્ત્રી ખભેખભો ભેળવીને જો કામ કરે, કદમથી કદમ મિલાવીને ચાલે તો પ્રગતિની મંજિલ કેટલી સરળ બની જાય ?

સ્ત્રીને એવાં બંધનોમાં જકડવાનું કામ કર્યું જે માણસના મૂળભૂત હક્કોને છીનવી લેવાનું અને તેનો નાશ કરવાનું છે, એ આપણી

ભૂલોમાં સૌથી આગળ પડતી, સૌથી મોટી અને સૌથી વધારે દુઃખદાયી છે. પોતાની સાથે અનીતિ આચરવી એ એક પ્રકારની આત્મહત્યા જ છે. પુરુષ અને સ્ત્રી બે વર્ગ-બે પક્ષ નથી એક જ ચેતનાના એક જ સત્તાના બે અવિભક્ત પાસાં છે. બન્નેને સમાન રીતે વિકસિત થવા દેવાનું જ કલ્યાણકારી છે. નથી તો માલિકી લાભદાયક કે નથી ગુલામી ફાયદાકારક. આ સહકારનો યુગ છે. તેમાં સહયોગનું ગૌરવ એકી અવાજે સ્વીકારવામાં આવ્યું છે. અને એવું માની લેવામાં આવ્યું છે કે, સહયોગ સ્વેચ્છાએ જ થઈ શકે છે.

પ્રગતિશીલ દેશોમાં જ્યાં પણ સ્ત્રીને માનવતાયોગ્ય અધિકારો મળ્યા છે ત્યાં તે પુરુષના ખભેખભા મિલાવીને કામ કરી રહી છે. પરંતુ ભારતમાં આજે પણ સ્ત્રીસમાજ બિલકુલ પછાત દશામાં સબડે છે. પછાત રહી ગયેલી સ્ત્રી, પુરુષના માટે કોઈપણ ક્ષેત્રમાં મદદરૂપ થઈ શકે નહીં. આ પ્રયોગ ભારતમાં લાંબા સમય સુધી થયો અને તે હંમેશાં નુકસાનકારક સિદ્ધ થયો. હવે એ પ્રણાલિને જીવંત રાખવામાં કોઈ ડહાપણ નથી.

યુગોસ્લાવિયાની સ્ત્રીઓ એ દેશની ખેતીનું બધું જ કામકાજ સંભાળે છે. પુરુષો સેના, પોલીસ, ઓફિસ, કારખાનાઓ સંભાળે છે. ખેતીવાડી, પશુપાલનમાં તેમણે કોઈ મહેનત કે હસ્તક્ષેપ કરવો પડતો નથી. ચીન, રશિયા વગેરે શ્રમજીવી દેશોમાં જઈને જોવામાં આવે તો માલૂમ પડશે કે પારિવારિક અને રાષ્ટ્રીય સંપદા, સુરક્ષા અને સુખ-સુવિધાઓ વધારવામાં તેઓ કેટલો મોટો ફાળો આપી રહી છે. રશિયામાં શિક્ષણવ્યવસ્થાનો ઘણોખરો ભાર સ્ત્રીઓએ જ ઉપાડેલો છે. શિક્ષણ સંસ્થાઓમાં પુરુષોની સંખ્યા ઘણી જ ઓછી જોવા મળે છે. હોસ્પિટલો તેમજ દવાખાનાંઓની જવાબદારી પણ મોટાભાગે સ્ત્રીઓની જ છે. ડૉક્ટર, કમ્પાઉન્ડર, નર્સ વગેરેની ફરજ બજાવતી સ્ત્રીઓ જ જોવા મળશે. પુરુષ તો ભાગ્યે જ કયાંક જોવા મળશે.

જાપાનની સ્ત્રીઓ ઉદ્યોગધંધાના વિકાસમાં પુરુષો સાથે ખભેખભા મિલાવીને કામ કરે છે. ઘર-ઘરમાં સ્થાપવામાં આવેલા, કુટિર ઉદ્યોગમાં જોડાઈને, પોતાના ફાજલ સમયનો ઉપયોગ, ઘર-ગૃહસ્થીને અને પૂરા દેશને સંપન્ન બનાવવામાં કરે છે. જર્મનીમાં કારખાના-ઉદ્યોગોને

સંભાળવામાં સ્ત્રીઓ, પુરુષ એન્જિનિયરો, કારીગરો તેમજ મેનેજરોથી કમ નહીં પરંતુ ચઢિયાતી સાબિત થઈ છે. ઈંગ્લેન્ડ, ફ્રાંસ, કેનેડા, અમેરિકામાં દુકાન ચલાવવામાં સ્ત્રીઓ આગળ પડતી છે.

નાટક, અભિનય, સિનેમાનાં ક્ષેત્રોમાં તેઓનું જ વર્ચસ્વ છે, તક ન મળે તો અલગ વાત છે નહીં તો સાહિત્ય-સર્જનમાં તેઓની કુદરતી શકિતને પુરુષ પડકારી શકતો નથી. જ્યારે પણ સ્ત્રીને કવિ અને ચિત્રકાર બનવાનો મોકો મળ્યો છે, તેઓએ પોતાની વરિષ્ઠતા જ સાબિત કરી છે. સ્ત્રીઓ બેજોડ મૂર્તિકાર છે જે પત્થરની નહીં, તેઓ જીવતી જાગતી મૂર્તિઓ પોતાના શરીરની પ્રયોગશાળામાં બનાવીને રજૂ કરે છે. તેમના જેવો ચિત્રકાર, મૂર્તિકાર, કલાકાર કોણ થઈ શકે ? તેમનાથી વધારે આકર્ષક, સુંદર, કલાત્મક, કોમળ કલાકૃતિ આ જગતમાં બીજી કોઈ નથી. કુદરતે પોતાનું બધું જ જોવાલાયક અને જીવંત સૌંદર્ય તેમાં જ ભરી દીધું છે.

સ્ત્રીને વિશ્વાસુ સાથી અને સમ્માનજનક સ્વજનનું સ્થાન મળવું જોઈએ. તેને મારપીટ કરવામાં, હડધૂત કરવામાં નહીં પરંતુ સઘન સહયોગી બજાવવામાં ફાયદો છે એમ સમજવું જોઈએ. ઉદારતાનાં બીજ વાવીને, સ્ત્રીશકિત મારફત ધરતીની-માતાના પ્રતિદાનોની અપેક્ષા ઓછી નહીં પરંતુ કેટલીક વધારે જ મળવાંની આશા રાખવી જોઈએ. આ નીતિ જ કલ્યાણકારી છે. આ નીતિ પર અનેક વર્ષ ચાલીને ભારતે ઘણું બધું મેળવ્યું હતું.

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં ગોરા અને કાળા રંગવાળાની વચ્ચે રાખવામાં આવતા ભેદભાવની સામે જ્યારે આંદોલન કર્યું હતું તો તેમને એવું કહીને ચીડવવામાં આવતા હતા કે, "પહેલાં પોતાના દેશમાં અછૂતો અને સ્ત્રીઓ સાથે રાખવામાં આવતા ભેદભાવને નાબૂદ કરાવો, પછી ગોરા અને કાળાનો ભેદભાવ નાબૂદ કરવાનો પ્રયત્ન કરવો." હકીકતે, આપણે જ્યારે પણ કયાંય માણસની સામે આચરવામાં આવતી અનીતિની સામે અવાજ ઉઠાવીએ છીએ ત્યારે વિરોધ પક્ષના લોકો તુરત જ ગાલ પર સણસણતો તમાચો મારી દે છે અને કહે છે કે, "બેશરમ લોકો પહેલાં પોતાના ઘરને સુધારો, અછૂતો અને સ્ત્રીઓ સાથે તમે લોકો કેવો વર્તાવ કરી રહ્યા છો, એ જુઓ અને

સમાનતાના સિદ્ધાંતનો ઢોલ પીટતાં પહેલાં શરમ કરો." વાસ્તવમાં આપણે એને લાયક પણ નથી કે માણસ દ્વારા માણસની સાથે કરવામાં આવતી અનીતિનો હિંમતપૂર્વક વિરોધ કરી શકીએ. આદર્શ અને આચરણમાં આટલો ભેદભાવ રાખનારા લોકો ઢોંગી જ કહેવાય છે. દુનિયા આપણને એવી નજરે જ જુએ છે અને આપણા દ્વારા કરવામાં આવતી ન્યાયની માગણી હંમેશાં મજાકરૂપ બની જાય છે. આ દશામાં સુધારો કર્યા વિના આપણે ન્યાયનું સમર્થન કરવામાં-તેને મેળવવા માટે કંઈક ફાળો આપી શકવામાં અસમર્થ જ રહીશું.

વસ્તીમાં અડધા પુરુષો હોય છે અને અડધી સ્ત્રીઓ. ભારતની વસ્તી લગભગ ૮૪ કરોડ છે એમાં ૩૫ કરોડ સ્ત્રીઓ છે. તેઓને, કેળવણી તેમજ સ્વાવલંબનના અભાવે પડદાનો રિવાજ, અનુભવશૂન્યતા તેમજ સામાજિક કુરીતિઓએ બહુ ખરાબ રીતે જકડી રાખી છે. તેઓ (સ્ત્રીઓ) ઘરની જેલમાં પૂરાઈને રસોઈ કરવાનું, ચોકીદારી કરવાનું તેમજ બાળકો પેદા કરવાનું કામ કરી રહી છે. પોતાના પછાતપણાને લીધે, આ કામ પણ તેઓ બરાબર રીતે કરી શકતી નથી. સ્વાસ્થ્ય અને આહારનું સમતોલન રાખી શકવું, વ્યવસ્થાશકિતના અભાવમાં ઘરની જવાબદારી, સજાવટ તેમજ સલામતીની દૃષ્ટિએ પણ અડધું-પડધુ અધૂરું કામ કરી શકે છે. જરૂરી જાણકારી તેમજ શારીરિક, માનસિક સ્થિતિની નબળાઈને કારણે તેમના માટે તંદુરસ્ત, પ્રગતિશીલ, તેમજ સંસ્કારી બાળકો આપવાનું પણ મુશ્કેલ છે. પછાતપણું કોઈને પણ કંઈ જ કરવા દેતું નથી અને પછી ભારતીય સ્ત્રી પણ જો પોતાની થોડી એવી જવાબદારીઓનું પણ સારી રીતે વહન ન કરી શકે તો તેમાં નવાઈની શી વાત છે ?

માણસ દ્વારા માણસને શારીરિક સજા ખરેખર જંગાલિયત છે. સુધરેલા દેશોની અદાલતોમાંથી કોરડા ફટકારવાની સજા નાબૂદ કરવામાં આવી છે. શિક્ષકો દ્વારા નાનાં બાળકોને મારપીટ કરવી એ ગુનો છે. જાનવરોને મારવાનું પણ હવે સજાલાયક ગુનાઓની હરોળમાં ગણી લેવામાં આવ્યું છે. પશુવધ ગુન્હો નથી પરંતુ તેમની સાથે ક્રૂરતાપૂર્વકનો વ્યવહાર કરવો એ કાયદાનું ઉલ્લંઘન છે. કોઈ એક કાળે મોટા-વડીલ લોકો પણ પુખ્ત ઉંમરનાં છોકરાંઓને પણ મારપીટ કર્યા કરતાં હતાં.

એ બીજાં બધા વિકાસની સાથે સ્વાભિમાનમાં પણ વધારો થયો છે. યુવાન વર્ગ હવે એવું ચલાવી લેવા માગતો નથી કે ઘરના વડીલો મોટાં માણસો તેમની સાથે ગાળાગાળી કે મારપીટ કરે. જ્યાં આવા પ્રસંગો બને છે ત્યાં બળવાનું વાતાવરણ થઈ જાય છે અને અનિચ્છનીય બનાવો બની જાય છે. માણસનું સ્વાભિમાન એક સત્ય છે. તેને સલામત જ રાખવું જોઈએ.

માનસિક સ્વાસ્થ્ય-સારી કેળવણીથી, સુસંસ્કારી વાતાવરણથી અને જ્ઞાન અનુભવ સંચય કરવાની પરિસ્થિતિમાંથી નિર્માણ પામે છે. આવી પરિસ્થિતિ ક્યાં છે ? જન્મથી મૃત્યુ સુધી એક નાના એવાં પિંજરામાં ગુંગળાતા રહેવું પડે અને કેળવણીના પ્રકાશની જ્યોત પાસે પહોંચી શકે નહીં તો સમાજ, સંસારથી સંપૂર્ણ રીતે ફેંકાઈ ગયેલી સ્ત્રીનો બૌદ્ધિક વિકાસ કેવી રીતે થશે ? ભાવના પર રંગ ચઢાવનારી સંગીત સાહિત્ય-કલાનું દર્શન પણ જેને થતું નથી તેમની પાસેથી ઉદાર અને શુદ્ધ ભાવનાઓની આશા કરવી ફોગટ છે. જન્મેલો માણસ એક અવિકસિત પશુ જ છે. પ્રગતિની પરિસ્થિતિ જ તેનો વિકાસ કરે છે. જો તે ઝરણું સૂકાઈ જાય તો એ કોઈ પણ રીતે શકય નથી કે કોઈ પોતાના વ્યકિતત્વનું પ્રખર નિર્માણ કરી શકે. એ સ્વીકારતાં પ્રાણઘાતક વેદના થાય છે કે ભારતીય સ્ત્રી શારીરિક અને માનસિક બન્ને દૃષ્ટિએ બીમાર અને ખંડેર જેવી થતી જાય છે.

આવી દુઃખી થયેલી નારીથી પુરુષને શો ફાયદો થયો ? તેને લાચાર જેવી બનાવીને કોઈને શું મળ્યું ? ઘર-પરિવારના સભ્યોની આનાથી શી સગવડો વધી ? પતિને એનાથી શી મદદ મળી ? બાળકો શું લાભ મેળવી શકયાં ? પછાત રહેલી સ્ત્રીએ, દેશની અર્થ વ્યવસ્થા અને પ્રગતિમાં શો ફાળો આપ્યો ? સમાજને પ્રગતિશીલ બનાવવામાં સ્ત્રી શું યોગદાન આપી શકી ? સ્ત્રી પોતે, જીવનનું કયું સૌભાગ્ય પામી શકી ? આ પ્રશ્નો પર વિચરવાથી જણાય છે કે, સ્ત્રીને પીડિત, હડધૂત, બંધનોમાં, તિરસ્કારપૂર્વક રાખવામાં કોઈ રીતે યોગ્યતા નથી. સમય સવાલ કરે છે કે આવી સ્ત્રીને કયાં સુધી સહન કરવામાં આવશે અને કયાં સુધી તેને આવી રીતે જ ચાલવા દેવામાં આવશે ?

# સ્ત્રીની વર્તમાન સ્થિતિ સુધારવી જ પડશે

પ્રસિદ્ધ ઈતિહાસકાર કાર્લાઈલે કહ્યું છે કે, "માણસની બુદ્ધિમત્તા એ વાતમાં છે કે તે પોતાની ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન કરે નહીં. કોઈપણ જાતિના વિકાસનો પણ આ જ આધાર છે. ઈતિહાસનો સૌથી મોટો ફાયદો એ છે કે તે કોઈ જાતિની ભૂતકાળની ભૂલોના સરવાળા-બાદબાકી રજૂ કરે છે અને એ ઉપાયો પણ બતાવે છે જે તેમના વિકાસમાં મદદરૂપ બને છે. માટે દરેક વિકાસશીલ જાતિ પોતાના ઈતિહાસમાંથી સમજણ મેળવીને જ આગળ વધી શકે છે. કાર્લાઈલનું આ કથન સંપૂર્ણ સત્ય છે અને એના પુરાવા રૂપે આપણે ઈતિહાસનું અધ્યયન કરીએ તો માલૂમ પડશે કે જ્યારે જ્યારે કોઈ સમાજે પોતાના ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન કર્યું છે ત્યારે ત્યારે એ જ નિષ્ફળતાઓ અને પરિસ્થિતિનો સામનો કરવો પડયો છે. ભારતીય ઈતિહાસમાં જ વિદેશી હુમલાખોરોએ જ્યારે-જ્યારે આક્રમણ કર્યું ત્યારે-ત્યારે એક જ કારણથી આપણે તેમની સામે હાર માનવી પડી. તે કારણ હતું-અંદરો અંદરની ફૂટ. લાગલગાટ દોઢ હજાર વર્ષ સુધી વિદેશી હુમલાખોરો દ્વારા આપણે કચડાયેલા રહ્યા છીએ. આનું એક જ કારણ છે કે આપણે બહાદુરી, સાહસ, પરાક્રમ અને વીરતામાં કોઈનાથી પણ ઊતરતા ન હોવા છતાં પણ અંદરોઅંદરનો તાલમેળ અને સમન્વય સ્થાપિત કરી શકયા નહિ.

બહુ જ મોટી કિંમત ચૂકવીને આપણે આપણી આ ભૂલને સમજ્યા અને આઝાદી મળ્યા પછી આ ખામીને સુધારવા માટે દરેક શકય પ્રયત્નો કરી રહ્યા છીએ. પરંતુ આથી પણ એક ભયંકર ભૂલ આપણાથી થતી આવી છે-જે તરફ આપણે હજુ ધ્યાન આપ્યું જ નથી. એ છે સ્ત્રીની-માતૃશકિતની ઉપેક્ષા, અવહેલના, ઉપેક્ષા જ નહીં, તેને કચડવી, શોષણ કરવું અને વધારામાં ખરાબ ભાવનાવાળા આક્ષેપો, ધારણાઓ, માન્યતાઓ તથા બંધનોમાં બાંધવી. આ ભૂલે, ભારતીય સમાજને બહુ જ ખરાબ રીતે નુકસાન પહોંચાડયું છે. દુનિયાના કેટલાક દેશો જેઓ ભારતની સાથે જ આઝાદ થયેલા, કે પછી તેની આગળ પાછળ બે-ચાર વર્ષે તેમને આઝાદી મળી હતી, તેઓ આજે કેટલાક

ક્ષેત્રોમાં ભારતથી કયાંય આગળ છે. જ્યારે આપણે હજુ સુધી આપણી દિશા જ નિશ્ચિત કરી શકયા નથી કે આપણે કઈ દિશામાં અને કયા ક્ષેત્રમાં આગળ વધવાનું છે.

પોતાના અસ્તિત્વનું જ્ઞાન-જે કોઈ પણ વ્યકિત કે સમાજના માટે પ્રગતિમાં અવરોધનું પહેલું કદમ છે. તેના જન્મ-ઉત્સવથી જ આરંભ થાય છે અને મનુષ્ય તથા મનુષ્યતાના જન્મનો ઉત્સવ છે-નારી. સ્ત્રી માણસ અને માનવજાતની જનની હોવાના કારણે જ વિદ્વાનોએ તેને માતૃશકિત કહીને સન્માનિત સંબોધિત કરી છે. ઈતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે, ભૂતકાળમાં જ્યા સુધી ભારતીય સમાજે સ્ત્રીને માતૃશકિતના પદ પર સ્થાપિત કરી રાખેલી ત્યાં સુધી તેણે એવાં-એવાં શ્રેષ્ઠ માનવ-રત્નો સમાજને આપેલાં અને પોતાના સમયને ઈતિહાસનાં પાનાઓમાં સુવર્ણયુગના સ્વરૂપે અંકિત કર્યો. જ્યારે-જ્યારે તેને ગૃહલક્ષ્મી, કુળદેવી, પરિવારની માલિક અને સમાજની માતા કહેવામાં આવી ત્યારે-ત્યારે ભારતીય સમાજ વિશ્વ રંગમંચ પર મુખ્ય અને માર્ગદર્શક ભૂમિકા ભજવતો રહ્યો હતો.

એ ઘડીને દુર્ભાગ્ય કહીએ કે આપણી મૂર્ખાઈ જ્યારે લોકોએ સ્ત્રીને ગૃહલક્ષ્મીની ગૌરવપૂર્ણ ઊંચાઈએથી વંચિત કરીને તેને ઘરઆંગણની શોભા બનાવીને ચાર દિવાલોમાં બાંધી દીધી. પહેલા જ્યાં સ્ત્રીઓ સમાજ અને દેશને પણ પ્રભાવિત કરનારા કાર્યક્રમો અને પ્રવૃત્તિઓમાં મહત્ત્વપૂર્ણ ભૂમિકા ભજવતી હતી, ત્યાં તેને ઘરકામમાં પણ સલાહ-સૂચન આપવાના અધિકારમાંથી બાકાત રાખવામાં આવી. આ પહેલાં પ્રાચીન સમયમાં ઋષિપત્નીઓ સમાજ શિક્ષણ અને સમાજને માર્ગદર્શન આપવાના કામમાં આગળ વધીને ખભેખભા મિલાવીને મદદ કરતી હતી ત્યાં તેની પોતાની કેળવણી જ બિનજરૂરી અને અર્થહીન માનવામાં આવી. ભૂતકાળ આ વાતનો સાક્ષી છે કે, સ્ત્રી, ફકત સમાજનિર્માણના મોરચે જ કાર્ય કરતી ન હતી પરંતુ દેશની રક્ષા અને સંસ્કૃતિ તેમજ ધર્મના ગૌરવના રક્ષણ માટે તે લડાઈના મેદાનમાં પણ જતી હતી અને કેટલાયે પ્રસંગોમાં તો તે પુરુષથી પણ ચડિયાતું સાહસ કરતી હતી. રામાયણમાં એક લડાઈના પ્રસંગે, કૈકેયી દ્વારા રાજા દશરથને લડાઈ મોરચે મદદ કરવાની તથા સંકટના સમયે તેમના પ્રાણ

બચાવવાનો બનાવ સૌ કોઈ જાણે છે કે કૈકેયીના આ વીરતાપૂર્ણ સાહસથી પ્રભાવિત થઈને દશરથ રાજાએ કૈકેયીને વરદાન માગવા માટે કહેલું હતું અને કૈકેયીએ એ વરદાન પોતાના માટે બાકી રાખતાં રામના રાજ્યાભિષેકના પ્રસંગે માગ્યાં હતાં.

આવી રીતના ઢગલાબંધ પ્રસંગો મળી આવે છે. પરંતુ કમનસીબી એ છે કે પરાક્રમ અને બહાદુરીના ક્ષેત્રમાં પણ પાછી પાની ન કરનારી સ્ત્રી વખત જતાં પોતાની જાતની રક્ષા કરવા માટે પણ લાચાર બની ગઈ. એવું પણ બની શકે કે, વિદેશી હુમલાખોરોના અત્યાચારોથી પોતાના કુળની મર્યદાની રક્ષા કરવા માટે અને સતીત્વને બચાવવા માટે તેને ઘરની અંદર જ સલામત રાખવાની વાત વિચારી હોય પરંતુ આ સ્વરૂપે આપણે બહુ જ મોટી કિંમત ચૂકવવી પડી. એ વખતે એવું કરવાનું ભલે ડહાપણભર્યું લાગ્યું હોય પરંતુ તેના ભવિષ્યના લાંબા ગાળાનાં પરિણામો સમાજની જીવનીય શકિતને નષ્ટ કરવાના સ્વરૂપે જ સામે આવ્યાં. એ વાતમાં પણ કોઈ વજૂદ લાગતું નથી કે સ્ત્રીઓની સતીત્વની રક્ષા કરવા માટે તેમને પ્રતિબંધ મૂકવામાં આવ્યો હોય અને તેના કાર્યક્ષેત્રને મર્યાદિત બનાવી દીધું હોય. કારણકે, ભારતીય સ્ત્રીઓમાં એ કક્ષાનું પરાક્રમ અને શૌર્ય પહેલાંથી જ હતું. તેની સાથે દગો તો વિદેશી આક્રમણના પહેલાં જ કરવામાં આવ્યો. પ્રાચીન અને દાસીના મધ્યવર્તી યુગમાં સ્ત્રીઓને મનોરંજનનું સાધન માનવાનો તેની લે-વેચ કરવાનો તથા સંપત્તિના રૂપમાં તેની ગણતરી કરવાનો રિવાજ થઈ ગયો હતો. એ મધ્યયુગીન કાલના વિષયમાં ઈતિહાસકાર લખે છે કે, એ દિવસોમાં, જેની પાસે જેટલી વધારે સ્ત્રીઓ હતી તે વ્યકિતને સમાજમાં એટલી જ મોટાઈ અને માન-મરતબો મળતાં હતાં. સ્ત્રીઓનાં અપહરણ, તેમની ચોરી અને લે-વેચની પરંપરા જ એ બાબતની સાક્ષી પૂરે છે કે, એ જમાનાના પુરુષ સમાજે માતૃશકિતને સિંહાસન પરથી ઉતારીને કેવી જંગાલિયત રીતે ગંદી ગટરમાં ફેંકી દીધી હતી.

કુદરત કયારેય કોઈને પણ માફ કરતી નથી અને ન તો કોઈ ભૂલ કે ક્ષતિને માફ કરે છે. નારીની સાથે-માતૃશકિતની સાથે આચરવામાં આવેલા આવા ક્રુરતાભર્યા અત્યાચારનું ખરાબ પરિણામ

કાળક્રમે જ સામે આવી ગયું. જ્યારે સ્ત્રીને મિલકત જ માની લેવામાં આવી, તેને નિર્જીવ વસ્તુઓની શ્રેણીઓમાં ગણી લેવામાં આવી, તો આ સત્ય તરફ કોનું ધ્યાન ગયું હશે કે, તે મા પણ છે, જનની પણ છે. આ દૃષ્ટિએ તેને ગુણવાન અને સક્ષમ બનાવવા તરફ પણ ધ્યાન જ આપવામાં આવ્યું નહીં હોય. ફકત તેને સજાવીને, ઢીંગલી બનાવીને, વધારેમાં વધારે આકર્ષક રૂપ આપવા તરફ જ પુરુષનું ધ્યાન કેન્દ્રિત થયું હશે. આવી રીતે વિલાસિતાના ગાંડપણમાં કચડાયેલી અને વાસનારૂપી કાદવમાં લપેટવામાં આવેલી સ્ત્રી પાસેથી ઉત્તમ સંતાન, તેજસ્વી વ્યકિતત્વ મેળવવાની આશા કઈ રીતે કરી શકાય ?

એવું માની લઈએ કે એ જમાનામાં બધી જ સ્ત્રીઓને આવી રીતની સ્થિતિના શિકારનો ભોગ બનવું પડયું નહીં હોય. નારીને રમણી માની હશે પરંતુ મા, બહેન અને પૂજય ભાવો તે વખતે પણ રહેલા હશે. તેમના માટે પુત્ર અને ભાઈઓનો તેવો જ આદરભાવ રહ્યો હશે, પરંતુ સમાજનું વાતાવરણ જ એવી રીતનું થઈ ગયું હતું કે જેમાં દરેક સ્ત્રી પોતાની જાતને અસલામત અને દીન-દુઃખી સ્થિતિમાં ફસાયેલી હોય તેવો અનુભવ કરતી હશે. સલામતી અને મર્યાદાના નામે ઘરની બહાર પગ ન મૂકવો, શાળાએ જઈ શિક્ષણ ન લેવું, પુરુષોની વચ્ચે ન જવું જેવી મનાઈઓ અને પડદામાં રહેવાનો રિવાજ, પતિ અને બાળક સાથે જ વાત કરવાની તથા ઘરમાં જ પૂરાઈ રહેવા જેવા પ્રતિબંધો નારીની માતૃશકિતને કુંઠિત કરવા લાગ્યા. તેનો વિકાસ અવરોધાઈ ગયો અને તે જીવતા મશીનની જેમ રહેવા લાગી જેને તેલ અને બળતણ પૂરું પાડવામાં આવે તો જ ચાલી શકે. પુરુષ અને માણસની જનનીની સાથે જડ પદાર્થ કે મૂંગા ઢોરની જેવો વર્તાવ તેના વ્યકિતત્વને નિર્જીવ બનાવવા માંડયો અને તે માત્ર બાળકો પેદા કરવાનું સાધન જ બની ગઈ. પુરુષને મનુનાં સંતાનોને સંસ્કાર કયાંથી મળે, કેવી રીતે પ્રાપ્ત થાય, તેમને એ વાતાવરણ જેમાં એટલું જીવન ઉત્પન્ન થઈ શકે કે તે સંસ્કૃતિનું મસ્તક પહેલાંના જેવું ઉન્નત રાખી શકે. સમાજને એ બળ કયાંથી મળે કે તે વિદેશી અને પરધર્મીના પ્રત્યે નીચા નમી રહેલા મસ્તકને ઝાટકાથી ઊંચું રાખી શકે.

એ જ અરસામાં તે કાળરાત્રિની શરૂઆત થઈ જેનો અંધકાર દોઢ

હજાર વર્ષ સુધી છવાયેલો રહ્યો અને સામાજીક તેમજ સાંસ્કૃતિક ચેતનાથી રહિત ભારતવાસીઓ માત્ર પોતાની જ ચિંતા કરતાં, પોતાના સ્વાર્થને સાધવામાં જ ઈતિશ્રી માનતાં મરેલા જેવી જીંદગી જીવતાં રહ્યાં. એવું કહેવાય છે કે ઈતિહાસ કોઈને એકવાર ગબડી પડયા પછી ફરીથી ઉઠવાનો મોકો આપે છે. સંભાળીને ન ચાલવાના કારણે ઠોકર વાગી હોય અથવા નબળાઈના લીધે કોઈ પડી ગયો હોય તો તે બેઠો થઈને ફરીથી ધ્યાનપૂર્વક ચાલતો નથી અથવા કમજોરીને દૂર ન કરે તો બીજીવાર એથી પણ ભયંકર સ્થિતિ સામે આવે છે. જેનું પરિણામ ફરીથી પડવાથી માંડીને મોત સુધી આવે છે.

આજના યુગમાં આપણા સમાજની દશા પડી ગયા પછી બેઠા થનાર વ્યકિતના જેવી છે. દોઢ હજાર વર્ષ પહેલાં આપણા પતનનું કારણ આ જ હતું કે આપણે સંસ્કૃતિના ગૌરવ ધ્વજને પકડી રાખવામાં શકિતશાળી વ્યકિતત્વ ઉત્પન્ન કરવમાં અસમર્થ બની ગયા. આપણી બેદરકારીના કારણે હોય કે ભૂલોના કારણે આપણે એ આધારને જ છિન્ન-ભિન્ન કરવાનું શરૂ કરી દીધું હતું કે જેના પર એવું શકિતશાળી વ્યકિતત્વ ઉત્પન્ન થઈ શકે. આપણે ત્યાં સમર્થ અને સશકત વ્યકિતત્વનો ઉદય અને પ્રાગટય જ અવરોધાઈ ગયું હતું. ફકત એટલા માટે કે આપણે માતૃશક્તિની અવહેલના કરવાનું શરૂ કરી દીધું હતું, તેને તેના ગૌરવથી વંચિત રાખવાનું શરૂ કરી દીધું હતું.

આ અપરાધની શિક્ષા લાંબા સમય સુધી ભોગવ્યા પછી આપણને તક મળી છે કે આપણે, આપણી ભૂલોને સુધારીએ અને માતૃશકિતના પુનરુત્થાનની જરૂરિયાત સમજીએ. આત્યાર સુધી આપણી પ્રવૃત્તિ જે પણ દિશામાં રહી છે એ બાજુથી આપણને નિરાશા જ સાંપડી છે. આપણી ભૂલને સુધારવાના બદલે આપણે તેનું માળખું બદલવાની દિશામાં જ વધારે ઉત્સુક રહ્યાં છીએ. પહેલાં સ્ત્રીને મિલકત માનીને કેદ કરી રાખી હતી તો હવે તેને જુદાં-જુદાં આકર્ષક સ્વરૂપોમાં પ્રદર્શન કરવાની ભૂલ કરી રહ્યા છીએ. તેને જનની, માતા, ગૃહલક્ષ્મી અને ગૃહસ્વામિનીના રૂપમાં પુનઃપ્રતિષ્ઠિત કરવા માટે કોઈ પ્રયત્ન કરવામાં આવતો નથી. તેના પ્રત્યેનો આપણો દૃષ્ટિકોણ હજુ પણ બદલાયો નથી. કહેવા માટે આજની સ્ત્રી આમ તો સ્વતંત્ર છે, પરંતુ

આધુનિકતા, સભ્યતા અને પ્રગતિશીલતાના નામે સ્ત્રીને જે દિશામાં ધકેલવામાં આવે છે તે પરથી તો એવું લાગે છે કે, હવે સ્ત્રીને આત્મહત્યા કરવા માટે તૈયાર કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે. પહેલાં તેને જબરદસ્તીથી બેડીઓમાં જકડવામાં આવી હતી. હવે તેને બેડીઓમાં ગૌરવનો આભાસ કરાવીને તે બેડીઓ પહેરાવવા માટે તૈયાર કરવામાં આવી રહી છે.

એવું કહેવાય છે કે, કોર્ટ કોઈ ગુનેગારને પહેલી વખત ગુનો કરે તો ઉદારતાપૂર્વક વિચાર કરીને તેને અનુરૂપ સજા કરે છે. એ સજાનો હેતુ એવો હોય છે કે વ્યકિતને પોતાના ગુનાનું ભાન થાય અને એ સજામાંથી બોધ મેળવીને પોતાને સુધારવાનો પ્રયત્ન કરતો રહે. આમ છતાં પણ ગુનેગાર પોતાને સુધારવાનો પ્રયત્ન કરે નહીં અને ફરીવાર ગુનો કરવા લાગી જાય તો પછી બીજી વાર તેને કડક સજા કરવામાં આવે છે. પહેલીવાર નારીનું અવમૂલ્યન કરીને-તેને તેની ગૌરવ ગરિમાથી પછાડીને આપણે પહેલાં અપરાધ કર્યો અને ઈતિહાસે, તેની સજા, અંધારી કાળકોટડીની જેમ અંધકારયુકત દશામાં સેંકડો વર્ષો સુધી સબડતા રહેવાની સજા કરી. એવું કહી શકાય કે તે પહેલો ગુનો હતો જેની સજા કરતી વેળાએ ઈતિહાસે ઉદારતાપૂર્વક વિચાર કર્યો. હજુ પણ જો આપણે આપણા સમાજને આ અનિચ્છનીય કૃત્યોથી પાછો ન વાળી શકીએ તો કાળપુરુષ આપણો કયાં અને કેટલો મોટો દંડ કરશે-કાંઈ કહેવું શકય નથી.

એ ખરું છે કે સ્ત્રીને કુટુંબ-કબીલાની જવાબદારી વિશેષ કરીને અદા કરવી પડે છે. પરંતુ એ ખોટું છે કે, તેણે એટલા જ વિસ્તારમાં મર્યાદિત રહેવું જોઈએ અને ઘરની બહારના ક્ષેત્રમાં કોઈ જ રુચિ લેવી જોઈએ નહીં. ઘરની બહાર એક પગલું પણ મૂકવું જોઈએ નહીં. આવો પ્રતિબંધ તો બરાબર એવી રીતનો થશે કે, જેના આધારે પુરુષને ઘરમાં પ્રવેશવાથી રોકવામાં આવે જ્યાં સુધી ઘરમાં સ્ત્રી અને બહાર પુરુષનું કાર્યક્ષેત્ર છે અને સ્ત્રીને ઘરમાં જ પૂરાયેલા રહેવાનું કહેવામાં આવે છે તો ન્યાયની એ માંગણી છે કે પુરુષે પણ એવી જ રીતનાં બંધનો સ્વીકારવાં જોઈએ. તેણે ઘરમાં પગ મૂકવો જઈએ નહીં. દુકાન, ઓફિસ કે ખેતરમાં જ પડયા રહી સંતોષ માનવો

જોઈએ. પુરુષ જો આ દલીલનો સ્વીકાર કરી શકતો નથી તો એકલી સ્ત્રીને જ તે સીમાડાના બંધનમાં બાંધવી એ કયા તર્ક તેમજ ન્યાયના આધારે યોગ્ય ઠેરવી શકાય. ?

વિશેષ જવાબદારી તો હરકોઈના માથે હોય છે પરંતુ તેને એટલા પૂરતા જ સીમિત રહેવા માટે વિવશ કરી શકાય નહીં. પંડિત, લેખક, ધોબી, મેતર, વાળંદ, મોચી, ચિત્રકાર, સૈનિક, અધ્યાપક, ઓફિસર, ખેડૂત, માળી, મજૂર, વેપારી વગેરે પોત-પોતાનાં જુદા-જુદાં પ્રકારનાં કાર્યો કરે છે. પરંતુ તેઓ પર એવો પ્રતિબંધ નથી કે તેઓ એ નક્કી કરેલાં કાર્યો સિવાયનું બીજું કંઈ કરી જ શકે નહીં. જે ખાસ પ્રકારનું કામ તેઓ કરે છે, તેમને હંમેશાં એટલા પૂરતાં જ મર્યાદિત રહેવા, બીજું કંઈ પણ ન કરવા માટે તેઓના પર પ્રતિબંધ નથી, ફરજ પૂરી કર્યા પછી કંઈ પણ કરી શકે છે. જરૂરિયાત અને મરજી મુજબ પોતાનું કામ બદલી પણ લે છે. કેટલાયે પુરુષો રસોઈ બનાવવાનું, વાસણો સાફ કરવાનું, બાળકોને ખવડાવવાનું-જેવા ઘરકામની નોકરી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. એવો કોઈ નિયમ નથી કે, એમને એવું કહીને એ કામોથી રોકવામાં આવે કે આ તો સ્ત્રીઓનું કામ છે, પુરુષો એ કરી શકે નહીં. આવી રીતે, સ્ત્રીઓ પર પણ એવું બંધન હોવું જોઈએ નહીં કે તેમને ઘરની ચાર દીવાલોમાં પુરાઈ રહેવું જોઈએ. મરઘી અને કબૂતર પાળનારાઓ તેમના માટે પાંજરાં બનાવે તો છે પરંતુ એવું બંધન રાખતાં નથી કે હંમેશાં તેમણે તેમાં જ પુરાઈ રહેવું પડશે, ખુલ્લી હવામાં ફરવાનો પણ તેમને લાભ આપે છે. અને વિશ્વાસ રાખે છે કે તેઓ પોતાના પાંજરાને, ઘરને ઓળખે છે, એથી તેને છોડીને હંમેશના માટે ક્યાંય ચાલ્યાં જાય નહીં. આપણા ઘરની સ્ત્રીઓ ઉપર જો મરઘાં કે કબૂતરો જેટલો વિશ્વાસ રાખવામાં આવે તો ન્યાયનું પાલન થઈ શકે છે. આખરે પાળેલી બિલાડી ચોવીસ કલાક રૂમમાં જ પુરાયેલી રહેતી નથી. તે પણ મન મનાવવા માટે ક્યાંક અહીં-તહીં જાય છે અને પાછી ફરે છે. શું આટલી આઝાદી પણ સ્ત્રીઓને ન મળી શકે ?

પ્રાણીને પાંજરામાં પૂરી રાખવાથી તેમને પ્રકૃતિગત મળેલી સ્ફૂર્તિ ધીરે-ધીરે નાશ થતી જાય છે. આની પ્રત્યક્ષ સાબિતી પાળેલાં અને

બીજાં પશુઓને એકબીજાની સામે રાખીને સરખામણી કરવાથી મળી શકે છે. પાંજરામાં પાળેલાં અને મુકત આકાશમાં ઉડનાર સરખી ઉમર અને તંદુરસ્તીવાળા પોપટને કોઈ પક્ષી વિશેષજ્ઞોને સોંપીને પૂછવામાં આવે કે, આમની શારીરિક, માનસિક દશામાં શું કોઈ તફાવત છે ! તેઓ કહેશે કે, પાળેલાંનું શરીર ખખડી ગયું છે અને મનથી ભાંગી ગયેલાં છે. એ હારેલો-થાકેલો અને નિરાશ જણાય છે. વિસ્તૃત ક્ષેત્રમાં પુરુષાર્થ કરવામાં જંગલી પોપટની નસ-નસમાં સમર્થતા વ્યાપેલી છે અને ખોરાક તેમજ સલામતીની સમસ્યા પળે-પળે નવી રીતે ઉકેલવાના અભ્યાસથી તેની ચેતના તીવ્ર બનેલી છે. જવાબદારીઓ અદા કરવામાં કેટલીક અગવડતાઓ તો પડે છે, પરંતુ તેના બદલામાં સરખી ચેતનામાં અભિવૃદ્ધિનું વરદાન પણ મળે છે.

ચિંતા વગર જીવન ગુજારવું એ સ્ત્રીઓનું સૌભાગ્ય બતાવ્યું છે. એમને ન તો કમાવા માટે મહેનત કરવી પડે છે અને ન તો પ્રશ્નો હલ કરવાની માથાફોડ કરવી પડે છે. આ દૃષ્ટિએ તે પુરુષની તુલનામાં વધારે સુખી કહી શકાય છે. પરંતુ હકીકત આથી તદ્દન જુદી છે. આ કહેવાયેલી નિશ્ચિંતતા માનવજીવધારીની મૂળ પ્રકૃતિથી હંમેશાં ઊલટી છે. જો આવું ન હોય તો જેલમાં પૂરાયેલો, કોઈ જાતની ફિકર ન હોવાને કારણે કોઈ કેદી જેલમાંથી મુક્તિ મેળવવાની ઈચ્છા ન કરતો હોત. પાંજરામાં પૂરાયેલાં પોપટ-મેના વગેરે પક્ષી દરવાજો ખોલી નાખવાથી તેમાં જ બેઠાં રહેતાં હોત. પક્ષીઘરમાં રહેનારાં પશુ પક્ષી, ખોરાક અને સલામતીની દૃષ્ટિએ પૂરેપૂરા નિશ્ચિંત હોય છે. તેઓને પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે કોઈ દોડધામ કરવી પડતી નથી, છતાં પણ તેઓને મુકત કરવાનો મોકો આપીને જોઈ શકાય છે કે તેઓ ત્યાં રહેવાનું પસંદ કરે છે કે દરવાજો ખુલતાં જ તાબડતોબ ભાગે છે. આ છૂટકારામાં તેમના માટે ખતરો જ છે. અસંખ્ય ચિંતાઓ અને સમસ્યાઓ તેમની સામે પડયાં હશે છતાં પણ સ્વતંત્રતા પોતે જ એટલી મોટી વસ્તુ છે જેના માટે ગમે તેવું મોટું જોખમ ઉઠાવી શકાય છે. આ સત્યને પશુ-પક્ષી જ જાણે છે, માણસનો આત્મા આ તથ્યથી પરિચિત ન હોય એવી વાત નથી. શીખવાડેલો, તાલીમ આપેલો અને પાંજરામાં પૂરાયેલો સિંહ સરકસવાળાઓ માટે ફાયદાકારક બની શકે છે,

પરંતુ જો એ પ્રાણીને પૂછવામાં આવે કે, તમને આ નિશ્ચિંત અને સગવડતાયુક્ત પરિસ્થિતિમાં, જંગલમાં રહીને પેટનો ખાડો પૂરવાની ઝંઝટોમાં ફસાયેલી જિંદગીની સરખામણીએ સારૂં લાગે છે કે ખરાબ ? તો તેનો જવાબ દરવાજો ખોલીને મેળવી શકાય છે. તે મૂંગું પ્રાણી પોતાની અંતરની ઈચ્છાનો પ્રતિભાવ પીંજરામાંથી બહાર નીકળીને કયાંક ઊભો રહેવાના સ્વરૂપમાં આપશે.

આઝાદીની ઝંખના કુદરતી દેન છે. એ આત્માની ભૂખ છે. તેના માટે મોટામાં મોટું સંકટ વહોરી લેવામાં આવે છે. દાસ-દાસીઓ રાજા-રઈસોને ત્યાં ગુજારો કરતાં, સારું ખાતું, સારૂં પહેરતાં-ઓઢતાં હતાં, સારાં મકાનમાં રહેતાં હતાં. બુદ્ધિજીવી લોકોએ ગુલામીપ્રથાની નાબુદી માટે આંદોલન ચલાવ્યું અને ત્યારે જ જંપ્યા જ્યારે તે પ્રથા ખતમ થઈ ગઈ. આઝાદ જીંદગી જીવતાં દીન-દુ:ખીયાઓને જે પ્રકારની જીંદગી ગુજારવી પડે છે તેની સરખામણીએ તે ગુલામો સુખી હતાં, છતાં ઉપલક દૃષ્ટિએ તો આ આઝાદી તેમના માટે નુકસાનકારક જ નીવડી ? આ તર્ક મુજબ વિદેશી ગુલામીને પણ કેટલીયે સગવડોની દૃષ્ટિએ, હાંસલ કરેલી સ્વતંત્રતાની તુલનામાં સારી ઠરાવી શકાય. એ જમાનામાં આપણે બહારના આક્રમણોથી બચવા માટે સલામતીના પ્રશ્ને ધ્યાન આપવું પડતું ન હતું, અંગ્રેજો ખુદ તેની જવાબદારી અદા કરતા હતા. આવી જ બીજી અનેક બાબતો પણ હોય છે. આઝાદીની ચળવળના નેતાઓ ગુલામીમાં રહેવાનાં લાભો અને આઝાદીની મુશ્કેલ જવાબદારીઓથી અજાણ ન હતાં છતા પણ તેઓએ જીવ મુઠ્ઠીમાં લઈને આઝાદીની લડાઈ લડી અને આખા દેશને આઝાદી માટે મોટામાં મોટો ત્યાગ-બલિદાન આપવાની હાકલ કરી. જે તર્કના સહારે સ્ત્રીઓને ગુલામીમાં સુખી રહેવાનું કહેવામાં આવે છે તે જ તર્કનો પ્રયોગ કરવાથી આઝાદીની ચળવળ અને તેના માટે આપવામાં આવેલા ત્યાગ અને બલિદાન પણ નિરર્થક ઠેરવી શકાય છે. આટલું જ નહિ નાના દેશોને ગુલામી, સ્વેચ્છાએ સ્વીકારવાનું કહી શકાય. દરેક વ્યક્તિ જાણે છે કે આ રીતની વકીલાત ભલેને કેટલીયે દલીલો અને દાખલાઓ સહિત રજૂ કરવામાં આવે, હંમેશાં વખોડવાલાયક જ ઠરાવવામાં આવશે અને તેના હિમાયતીઓને અંગત સ્વાર્થોના એજન્ટ કહેવામાં આવશે. સ્ત્રીઓએ પુરુષોની ગુલામીમાં જ રહેવું જોઈએ આવું કહેનાર કોઈ પણ કેમ ન હોય, માનવીની અંતરાત્માની મૂળભૂત ઈચ્છા તેમજ પ્રકૃતિથી અજાણ જ કહેવામાં આવશે.

શાસ્ત્રોની, સંતોની, પરંપરાઓની દલીલો-દાખલાઓ કેટલુંયે ગળું ફાડીને કેમ ન કરવામાં આવે, સત્ય પોતાની જગ્યાએ અડીખમ રહેશે. દલીલોથી તેને ખોટું નહીં પાડી શકાય. કે સ્ત્રી દાસી છે અને પુરુષ તેનો સ્વામી. આ વાત એ દશામાં સાચી ઠરાવી શકાતી હતી જ્યારે માટી કે ધાતુ જેવા જડ પદાર્થોમાંથી બનેલી, ઈચ્છા, આકાંક્ષાઓ ચેતનાથી રહિત હોય, જેને માણસો દ્વારા, બાંધવા, વેચવા અને હવે બાંધવામાં આવતી હોય. જેમ ભૂતકાળમાં તેને ભોગ્યા, રમણી, કામિની, વગેરેના રૂપમાં માનવામાં આવતી હતી. જો આટલા પૂરતી જ વાત હોય તો યુરોપની પુરાણી માન્યતા મુજબ એવું કહી શકાય કે, "સ્ત્રીઓમાં આત્મા હોતો નથી, તેઓ પુરુષોના ઉપભોગ માટે જ બની છે, તેમને સ્વતંત્ર ઈચ્છા કરવાનો કોઈ અધિકાર નથી."

આપણે ફળ, શાક, ખાંડ, સાબુ, કપડાં વગેરેનો મનમાન્યો ઉપયોગ કરીએ છીએ કારણ કે તે ભોગ્ય છે. જો સ્ત્રી ભોગ્યા હોય તો તેનો જન્મ, રસોયણ, ચોકીદારણ અને વાસના સંતોષવાનું સાધન બનાવવા માટે થયો હોય તો તે પુરુષની બનાવેલી દાસી કહી શકાય છે. તેના સ્વામીઓને તેને ખરીદવાની, વેચવાની, દાનમાં આપવાની, બંધનમાં રાખવાની, માર મારીને મારી નાખવાની અથવા મનગમતો ઉપયોગ કરવાની છૂટ મળી શકે છે. તેનો માલિક જે પણ સ્થિતિમાં રાખવા ધારે, કોઈ જાતના પ્રતિકાર વગર તેને તે સ્થિતિમાં રહેવાનું શિરોમાન્ય રાખવા માટે કહી શકાય છે. પરંતુ જો તેને ભોગ્યા કે દાસીથી ઊંચી માનવામાં આવે તો આથી વિપરીત સ્થિતિ હોય. જીવધારી-મનુષ્યનો દરજ્જો આપવામાં આવે તો પછી એ વિચારવું પડશે કે તેનું પોતાનું પણ કંઈક ચેતનવંતુ અસ્તિત્વ છે અને તેની સાથે જોડાયેલી આઝાદીની ઈચ્છા માટે પણ કોઈ સ્થાન છે.

માણસની અંદર બેઠેલો શૈતાન હંમેશાં દુબળા લોકોનું શોષણ કરવા માટે લાલસાવાળો રહ્યો છે. અને જ્યારે પણ તેને મોકો મળે છે પોતાનો હુમલો કર્યો છે. જે પશુ તેની ચુંગાલમાં ફસાઈ ગયું હોય તેના પ્રાણ સંકટમાં પડી જાય છે. બળવાનોએ નબળા લોકોને ગુલામ બનાવ્યા અને તેમની સાથે પશુ જેવો વર્તાવ કર્યો. નારીની પ્રજનનની વિશેષતાના કારણે તેને શારીરિક દૃષ્ટિએ નબળી માની અને તેનું પણ શોષણ પશુઓના જેવું જ કર્યું. આ પ્રવૃત્તિ મૂડીવાદ, ઉપનિવેશવાદ, સામ્રાજ્યવાદ, અધિનાયકવાદ, સામંતવાદ, પુરોહિતવાદ, વગેરેના સ્વરૂપમાં આજે પણ પ્રગટ અને ગુપ્તરૂપે અને કલેવર

બદલતી અને માથું કાઢતી જોવામાં આવે છે. દલીલોના આધારે આ બધી ન ઈચ્છવાલાયક પ્રવૃત્તિઓને યોગ્ય તેમજ જરૂરી ઠેરવવા માટેના પણ પ્રયત્નો થતા રહે છે. બળિયો નબળાનું શોષણ કરે માટે 'ઉપયોગિતાવાદ'નું એક સ્વતંત્ર દર્શન છે. "સરવાયલ ઓફ ધિ ફિટેસ્ટ"ની કહેવતને બળિયાથી માંડીને દુબળા સુધી પોત-પોતાની રીતે સાબિત કરતા જોવામાં આવે છે. સત્તાધારી લોકો નિર્બળોને ચૂસે છે. નબળો માનવી, ઘરની સ્ત્રીઓને હડધૂત કરવાનું ભૂલતો નથી. એ સ્ત્રીઓ પણ જ્યારે સાસુ બને છે તો પોતાની વહુઓની સાથે એવી જ રીતનો વર્તાવ કરે છે. એ દીકરાઓ પણ પોતાના બાળકોને માર-પીટ કરવામાં, પાછી પાની કરતાં નથી. આ ખરાબ ચક્ર રાક્ષસી પ્રતિછાયામાં જ ચાલે છે. માનવતાને પગ તળે કચડીને જ આ ખરાબ પ્રવૃત્તિઓ જીવિત રહે છે અને ફુલેફાલે છે. સંપૂર્ણ નારીસમાજને આજે આ આસુરી શોષણનો શિકાર બનવું પડે છે. જેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. સ્ત્રીને ઘરની ચાર દીવાલોમાં, પુરુષના સ્વામીપણામાં મરતાં-મરતાં દિવસો પૂરા કરવા પડે છે.

ન્યાય, યોગ્યતા, અને સ્વતંત્રતાનું સમર્થન કરનારા માનવી, આદર્શને માન્યતા આપનારા ઉદાર લોકોની હરોળમાં આપણે ઊભા રહેવું જોઈએ અને એ બાબતનો પ્રયત્ન કરવો જોઈએ કે સ્ત્રી ઘરની જવાબદારી સંભાળે, પરંતુ એટલા વિસ્તાર પૂરતી મર્યાદિત રહે નહીં. તેના પર મૂકવામાં આવેલાં પડદા-પ્રથાનાં બંધન ઢીલાં થવાં જોઈએ અને તેને વિશ્વાસ કરવા લાયક માનવામાં આવે. અનુભવ વધારવાનો, સમાજનું માળખું સમજવાનો મોકો મળવો જોઈએ. કેળવણી લેવા માટે, બજારમાંથી ખરીદી કરવા માટે, બીજાં જરૂરી કામ પતાવવા માટે, ઘરના પુરુષોને મદદ કરવા માટે, લોકકલ્યાણના કામ માટે ઘરની બહાર જવાની-નીકળવાની તક આપવી જોઈએ. આથી માનવજાતિની અડધી શકિતના મૂર્છિત આત્માને જગાડવાનો રસ્તો મંગલકારી, કલ્યાણકારી થશે અને પૂરેપૂરી માણસ જાતિને આ પ્રગતિશીલ પગલાંનો લાભ મળશે.


મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.